# મોહિનિ જાળ,
# વિષ્ણુ અને લક્ષ્મીની
# હારજીત.





છપાવી પ્રસિદ્ધ કર્તા,

**શા. છોટાલાલ છગનલાલ.**

બુકસેલર.

યુનીયન પ્રિન્ટિંગ પ્રેસ કં. લી. અમદાવાદ.

આવૃત્તિ ૧ લી. } { પ્રત ૧૦૦૦
સંવત ૧૯૭૦. } { સને ૧૯૧૩

કિંમત ૦-૮-૦


J. J. Patel

મોહિનિ જાળ

# વિષ્ણું અને લક્ષ્મીની હારજીત.

લોભ અને વિરક્ત વૃત્તિનો સંસારિક
હાબેહુબ ચિતાર.

લેખક
કવિ. મુનશી હર્ષદરાય સુંદરલાલ.

છપાવી પ્રસિદ્ધ કર્ત્તા
શા. છોટાલાલ છગનલાલ બુકસેલર.


આવૃતિ ૧ લી પ્રત ૧૦૦૦

અમદાવાદ.
પાનકોરને નાકે ઘાંચીની વાડીના મેડા ઉપર
" એંગ્લો વર્નાક્યુલર પ્રિન્ટિંગ પ્રેસમાં."
શા. ડાહ્યાભાઇ ભીખાભાઇએ છાપી.

સંવત ૧૯૬૯ સને ૧૯૧૩

# વિષ્ણું અને લક્ષ્મીની હારજિત.

## પ્રકરણ ૧ લું

### ધવલગિરીનો યોગી.

મોટા વિસ્તારવાળો વિંધ્યાદ્રી પર્વતની લંબાણ શિરાઓના સમુદાયમાં ધવલગીરી પર્વત યોગી લોકોના નિવાસવાળો ધોળા રંગનો શોભતો હતો અને તેના છેક નીચાંણના મુળમાં અત્યંત વેગવાળી નદી પ્રચંડ પર્વતોને ભેદીને નીકળેલી વૃક્ષ ઘટાથી સંપૂર્ણ શોભા આપી રહેલી હતી; તેવા અનેક વનસ્પતિરૂપી અને હીરા રત્ન આદિક અમુલ્ય સમૃદ્ધિથી ભરપુર ધવલગીરી ઉપર અનેક વૃક્ષો જુદી જુદી જાતનાં શોભા આપતાં હતાં અને તે સમૃગવૃક્ષ પૈકી જાંબુ, કરમદાં, નાળીયેર, નારંગી, સંડાસીંબુ, આંબા, ખજુર, તાડ, ટીંભરવાં, સીતાફળીયો, રામફળ, જામફળીયો, અખોડ, પીસ્તા, દ્રાક્ષ, વેલિકા, અંજીર, અખરોટ વીગેરે અનેક ફળદાયક વૃક્ષો તપસ્વી મુનિ આદીકનું પોષણ કરનારાં અસંખ્ય હતાં અને તે પર્વતના નિચાણમાં ભયાનક વૃક્ષઘટાઓમાં અને વિસ્તારવાળી ગહન નદીના કીનારા પ્રદેશમાં ક્રૂર પ્રાણીયોનો ઘણોજ જથો હતો યદ્યાપી યોગીજનોના આશ્રમમાં તે ક્રૂર પ્રાણીની ક્રૂરતા કાયમ નહી રેહેતાં કુતરાની માફક યોગકુશળ સમાધીસ્થ યોગીની પાસે જાણું રક્ષણ કરવા સારૂજ બેશી રહેતાં હોય એમ બેશી રહેતાં હતાં. મદમત્ત થએલા માતંગ (હાથી) નાં ટોળાં હાથણીઓની સાથે ભટક્યાં કરતાં હતાં ત્યારે બીજા ભયાનક અરણ્યમાં સીંહ, વાઘ, અને વરૂનો ઘોંઘાટ સંભળાયા કરતો

હતો. અનેક પ્રકારની સુગંધી પુષ્પો સાથે તથા વનસ્પતીયો સાથે તથા ચંપકવ્રક્ષ સમુદાયના બોહોળા અરણ્ય સાથે સ્પર્શાઈને મંદ મંદ પવન વહન થતો ઘણોજ આનંદ આપતો હતો. તે ધવલગીરી પર્વત કેવળ કૈલાશસ્થાન જેવો કલ્પવૃક્ષ સહીત ફળપ્રદ હતો તેવા રમ્ય પર્વતની ગુફાઓમાં બ્રહ્મ જ્ઞાનને જાણનારા તથા આત્મ તત્વનું નીશ્ચય કરનારા તત્વવેત્તા યોગીજનો નીવાસ કરતા હતા; તેઓ એકાગ્રવૃતી ધારણ કરીને ચીતનો નીરોધ કર્યા કરતા હતા. તે સમગ્ર યોગીમાં સુધાનંદ નામનો ત્રીકાળદર્શિ યોગી સમાધીમાંથી જાગ્રત થયો એટલે તેને કાંઇક ખાવાની તુરત ઇચ્છા થઇ તે ઇચ્છા થતાની સાથે તેના મનમાં સ્હેજ એવીજ કલ્પના થઇ કે આ પર્વતની તળેટીમાં કણબી લોકોની દસ બાર ઝુંપડીવાળુ ગામ છે તે ગામમાં રહેનારા માણસોની તપસ્વી પુરૂષો માટે કેવી શ્રદ્ધા છે! તે વીશે તપાસ કરવો જોઇયે; આ પ્રમાણે સુધાનંદ યોગીના મનમાં વીચાર થયો જો કે તે ધવલગીરીમાં અનેક પ્રકારનાં મીષ્ટ ફળનું અખુટ અરણ્ય હતું. જો કે તે પર્વતની તળેટીમાં વહન થતી નદીના કીનારા ઉપર વ્રક્ષ ઘટાઓમાં અનેક જાતનાં પુષ્ટી પ્રદ કંદ મૂળ જમીનમાંથી નીકળતાં હતાં. વળી જો કે સીતાફળ, જામફળ અને રામફળ પકૃવ થયેલાં અસંખ્ય ઝુકી રહેલાં હતાં તોપણ તેવી તાત્કાળીક સગવડ ઉપર સ્પૃહા નહી રાખતાં પેલી ઝુપડીયોવાળા ગામના લોકોનું હૃદય નીહાળવા ઉપર સુધાનંદ યોગીરાજની વૃતી ગઇ. આ પ્રમાણે વીચાર થતાંજ તે યોગી મહારાજ ધલગીરી ઉપરથી ઉતરીને પેલા ઝુપડીયોવાળા ગામમાં બરાબર બપોર વખતે આવી પહોંચ્યા આ વખતે કેટલાક ખેડુતો પોતાના ખેતરોમાં ચાલ્યા ગએલા હતા, અને તેમની સ્રીયો બપોર વખત માટે ભાતુ આપવા ગએલીયો હતી. તેથી કેટલીક ઝુંપડીયોનાં ઝાંપા બંધ કરેલાં જોવામાં આવ્યા છતાં તે સમગ્ર ઝુંપડીયોમાં બે ત્રણ ઝુંપડીનાં બારણાં ખુલ્લાં જોવામાં આવ્યાં, અને તે પૈકી એક કણબી ખેતરમાંથી થાકયો પાકયો આવેલો ખાવાની તૈયારી હોવાથી હાથમાં લોટો લઇને ઝુંપડી બાહેરની ઓટલી ઉપર આવીને પગ ધોતો હતો તેવા કણબીને જો-

ઇને પેલા સુધાનંદ માહારાજ તેનીજ પાસે આવીને ઉભા રહ્યા. અને જય સચીદાનંદ પ્રભુ ! એમ કહીને ઉભા રહ્યા પછી તે કણબી પ્રત્યે કહેવા લાગ્યા કે અરે હરીજન ! હમકુ ભુખ લગી હે, કુચ્છ તેરી શ્રદ્ધા હોવે તો સુકો ટુકડો રોટીકો દે દે.

પેલા સાધુનું વચન સાંભળીને કણબીએ કેટલીક વાર સુધી તેના તરફ નજર કરીને ઉતર આપ્યો કે મહારાજ ! તમે ક્યાંથી આવો સો !

સાધુ—હમતો ઇસ ડુંગર પર સેં ચલે આતે હય.

કણબી—ઇમ કે ! ત્યારે અહ્યા અતીત ! તું ડુંગરામાં પડયો પડયો શું ધંધો કરે છે !

સાધુ—નારાયનકા નામ ભજન કરતે હુયે ઔર આનંદમે વખત નીકાલતે હય.

કણબી—મફતનું ખાવું અને પડી રહેવું એમાં કાંઇ ગયુ કે ! પછે આનંદ શા માટે ન થાય ! જ્યારે મેહેનત કરવી પડે તારે ખરેખરી ખબર પડે.

સાધુ—હે ભાઇ ! હમારે એસી તેસી ખબરકી કયા પરવા હય! જો કભી તેરી શ્રદ્ધા હોવે તો ઇશ્વરકે નામપર દેદે.

કણબી—અરે એવી તો શ્રદ્ધા પાડાભાઇના પુછડામાં પેડી. જા હેડયુ જા, હેડયુ જા, નાગુ તડંગ જેવું મફતના રોટલા ખાવા આવ્યું સે.

સાધુ—અરે ભાઇ ! નારાયન ઉપર શ્રદ્ધા રખનેસે બડા કલ્યાન હોતા હે;

કણબી—તે શું ! નારાયણ તારા હાથમાં છે કે ! જો તારા હાથમાં હોય તો વળી રોટલા માટે આંઇ ક્યાંથી ભટકતુ ભટકતુ આવે !

સાધુ—પેટમે ભુખ બડી પાપણી હે, ઇસલીયે વો ભુખરૂપી કત્યાકો શાન્તી કરના જરૂર હય.

કણબી—એતો બધુએ જાણી લીધુ આંઇ એવા ઢોંગ ધતુરીઆ ચાલે એવા નથી વળી ભુખ લાગતી હોયતો કરને મેહેનત ! આમ નાગુ તડંગ જેવું ડુંગરામાં પડયુ રહેસે તે કરતાં અમારા છેતરમાં કોસ તાંણવાનું કામ કરને ! હમણાં ઝબ દઇને રોટલા ખાવા મળે !

સાધુ—હે ભાઇ! ઐસી મીથ્યા ઉપાધીમે પડનેસે ક્યા ફાયદા હુવે!

કણબી-તાણુતો મફત માગીખાવું અને પડી રેહેવામાંજ ફાયદો છે કેમ ખરૂ કે! તુંજ હુમજેસે ને બીજાતો ગાંડા હુશે ખરૂ કે।

સાધુ—અચ્છા ભાઇ! જૈસી તેરી શ્રદ્ધા;

આ પ્રમાણે સાધુએ પેલા કણબીને છેવટનો ઉત્તર આ-પીને છાનો માનો બોલ્યા વિના તે કણબીના આંગણામાં અડંગા નાંખીને બેસી રહ્યો.

કણબી પોતાના પગ ધોઇને ઘરમાં ગયો તે વખતે તેની સ્રી બાજરીના રોટલા કરવાની શરૂવાત કરતી હતી અને તાંદુલજાનું શાક તૈયાર થઇ ગયું હતું. તે વખતે પટલાં-ણીએ પોતાના ધણી પટેલને કહ્યું કે હવે તમે નીરાંતથી બેસો હું તમને હુંનો હુંનો ઉતરતો રોટલો અને શાક આપુછું. આ પ્રમાણે કણબણનું વચન સાંભળીને તે પટેલ થોડીક-વાર બેઠો. અને મનમાં અનેક પ્રકારના વિચાર કરવા લાગ્યો. તે વિચારમાં ને વિચારમાં ગુંથાયલો પટેલ વળી વિચારવા લાગ્યો કે કદાચને એ ધવલીયા પરવતની ખોહમાં કદાચ સીધ માણસ હશે તો કને ખબર! અને પરભુનો ભગત હોય અને કદાચ આંઇ આવી પોહોચ્યો હોયતો કોને ખબર માટે એ સાધુને ખાવા તો આલવુંજ જોઇએ એમ વિચાર કરીને પટલાણીને કહેવા લાગ્યો કે અલી ઓહ? પેલો સાધુ આવ્યો સે ઇને પેહેલ વેહેલો રોટલો જે ઉતરે તે ખાવા આલવાનો છે માટે ઉતાવળ કરી દે.

પટેલનું વચન સાંભળી શ્રદ્ધાવાળી પટલાંણીએ ઉંડી તાવડીમાં નાંખીને બાજરીના પુણોસેર આટાનો મોહોટો હાથી જેવડા પગજેવો તાંબા જેવો સેકીને પટેલના હાથમાં આપ્યો આ વખતે પટેલના હૃદયમાં પછીથી કોઇ સંસ્કારિક કુદરતિ શ્રદ્ધા ઉત્પન્ન થઇ હતી. તેથી તે ઝટ ઉઠીને માટીના કોઠલામાંથી તરતનું તાવેલુ શુદ્ધ સુગંધીદાર ઘી પાશેરના સુમારે રોટલામાં રેડી દીધું અને તે રોટલો એક પત્રાળામાં મુકીને અને તેની જોડે તાંદુલજાનું પુષ્કળ શાક મુકીને

સમગ્ર હાથમાં લઈને પોતાની ઝુંપડીની બાહેર આવ્યો અને પેલા સાધુ પ્રત્યે કહેવા લાગ્યો કે મહારાજ ! આવો અને આ હુનો હુનો રોટલો ખાઇને તમારો આતમા તરપતકરો.

સાધુએ તે પટેલના મુખ ઉપર અને તેના -હૃદયાંતરની ભાવનાની પરીક્ષા કરી એટલે પોતે પ્રસન્ન થઈને જમવાને મારે બેઠો. તુરતનો તાવડી ઉપરથી ઉતરેલો ઉષ્ણુ રોટલો અને તેમાં ઘી જોઈએ તેટલુ હોવાથી તથા તેની સાથે અનુકુળ પડતુ તાંદુલજાનું શાક હોવાથી ભોજન કરતી વખતે યોગીરાજને ઘણોજ સ્વાદ પડયો. એટલામાં તો મોટુ તાંસળુ ભરીને તુરતનું દોહેલું ભેંશનું દુધ ખડીના જેવું રગડ અને સ્વાદીષ્ટ લઈને પટેલે યોગીરાજને આપ્યું. અને યોગીરાજ ઘણુંજ પ્રસન્ન થયા. દુધ અને બાજરીના રોટલાનો સંયોગ સ્વર્ગમાં શક્રાદિક દેવને પણ દુર્લભ છે; યોગીરાજ તૃપ્ત થયા અને તે પટેલના શુદ્ધ અંતઃકરણની ભાવના ઉપર પ્રસન્ન થઈ ગયા; પછી હાથ ધોઇને યોગીરાજ ઉભા થયા પછી જવાને મારે તયારી કરતા સાથે પટેલને કહેવા લાગ્યા કે બચ્ચા! પરમેશ્વર તેરા નિરંતર ભલા કરેગા; ઓર તેરી ઈચ્છામે આવે સો તું મેરી પાससે માંગલે.

પટેલે ઉતર આપ્યો કે તમે લંગોટીયા માહારાજ પાહે શું હોય તે માગીયે! અને તમારામાં આલવાની શક્તી હોય તો ઘેર ઘેર રોટલા સારૂ ભટકો શું કરવા !

યોગી—હે પટેલ ! તેરા અંતઃકરણ બડા પવિત્ર ઓર શુદ્ધ હય ઓર વિશેષ અનુભવ જ્ઞાન નહિ હોનેસે તું એસા તર્ક વિતર્ક કરતા હયે લેકીન હમારે પાસ ક્યા હયે! વોહ તેરેકુ કુછ દેખનેકા નહી હય ! જો હય સો નારાયનકે પ્રતાપસે હમારે બચન ઉપર હય. ઈસલિયે જો તેરી મન કામના હોય સો માંગ લે.

પટેલ—ઓ માહારાજ ! પરભુના પરતાપથી ગાયો, ભેંશો, બળદીયા, આખલા, ખેતરપાતર અને છોકરા છઇયાં અને બાયડીયો એ બધુએ છે, પરભુએ ખાવાને જેટલુ જોઇએ એટલુ અન આલ્યુ સે, એટલે પછે તમે નાગા બાવા પાહે બીજુ શું માગીએ !

સાધુ—જો તેરી ઇચ્છામે આવેસો માંગલે;

પટેલ—ચાલો હેંડો તારે, તમે શ્રી કરશણ ભગવાનને બતાવો એવા છો કે !

સાધુ—(મંદહાસ્યથી) હાંહાં, તેરા કુચ્છ સંસ્કાર અચ્છા હયે કે તુને એસા સવાલ કીયા; ઠીક હયે, તું શ્રી કૃષ્ણકા દરસનકું ચહાતા હયે !

પટેલ—જુઓ, અમારા ગાંમના ટીડાજોશી ભારતની કથા કહેસે ઈમાં ભેમ અને અરજણની વાતો કરે છે. પછે શ્રી કરશણ મહારાજની વાતો અને ગોપીયોની વાતો એવી કરે સે કે મેઠી ધરાખ જેવી લાગે સે; જેમાં શ્રી કરશણ મહારાજ આ મનખાદેહને તારનારા છે એમાં કાંઈ ફેર નથી; એટલે એ પરભુનાં દરશન કરાવો તારે તમે ખરા મહારાજ.

સાધુ—તેરેકુ કભી શ્રી કૃષ્ણ પરમાત્મા મિલજાય, તો તું વોહ માહાત્માકુ કિસ તરહસે પીછાનેગા!

પટેલ—ઈમ ત્યમ ! એ માહારાજ કાંઈ ઢાંક્યા રહે એવાં સે કે ! ઈમને માથે મોરના પીછાંનો મુગટ હોયસે અને ઈમનું શરીર આભલા (આકાશ) ના જેવું હોય સે અને ચાર હાથમાં શંખ, ચકર, ગદા અને પદમ ધરેલાં હોય સે અને વળી એમના અંગ ઉપર પીતાંબર ઓઢેલુ હોય સે અને વળી એમની પાહે લખમીજી તથા ગરૂડ પંખી હોયસે

સાધુ—બરાબર બાતતો સચી હયે. ભલા એસે પરમાત્માકો તું દેખનેકુ જબ ચાહતા હય તો તું ઈનકે નામકા મંત્ર છ મહીના તક રેન દીન એક ક્ષણમાત્ર ભુલ નહી જાના ઓર જપ કરેગા તો તેરેકુ અવસ્ય શ્રી કૃષ્ણ પ્રભુ મિલેગા.

પટેલ—પણ એ મંતર ચેવો હશે ! જો કદાચને એ મંતર લાંબો હશે તો મારા મોઢે શી રીતે ચઢે !

સાધુ—તેરેકુ તીન અક્ષરકા ટુંકા મંત્ર દેતા હું જીસસે તુમકુ મુખપાઠ કરનેકો હરકત નહી હોય.

પટેલ—ત્યારે મહારાજ ! કરપા કરીને એ મંતર બતાવો તો હું છ મહીના લગણ રાત અને દી બરાબર જપ

એવો રૂડું છે મારો જગતનો કીરતાર ઇમ પણ જાણે કે એક ભગત પાક્યો સે.

સાધુ—અબ તેરી શ્રદ્ધા મત રહિત હુયે ઇસલિયે તેરે-કુ મંત્ર દેતા હું દેખ બચ્ચા! ગોપાલ, ગોપાલ, ઇસ મુજબ નામ સ્મરણ છ માસ તક કરના જીસસે સાક્ષાત શ્રી વિષ્ણું મહારાજ તુજકું દરશન દેગા.

પટેલ—ત્યારે આ વૈશાખ મહીનો જાય સે એટલે શ્રી કરશણ પરભુ આસો મહીનામાં છઠે મહીને મળશે કે!

સાધુ—હા, તેરેકો અશ્વિન માસમે વોહ કૃપાનિધાન માહાત્મા જરૂર મિલેંગે.

પટેલ—અહોહો તાણતો મારો ધણી એ વખતે મારા છીતરમાં આવે એટલે બંધા બાજરીનો પુખ પણ ખવરાવવાને તૈયાર થઈ જશે ( એમ કહીને ઘણા આનંદના રંગમાં બગલ વગાડતો નાચવા લાગ્યો )

સાધુ—(તે જોઇને) અરે પટેલ! પણ વોહ મંત્ર તેરેકુ યાદ રહ્યા કે નહી!

પટેલ—ના મહારાજ! ફરીથી કહો ફરીથી! કેમકે એતો મારૂં બેહુ મંતરનું કામ જબરૂ હોય સે.

સાધુ—જબ તું મંત્ર ભુલ જાયગા તબ તુઝકો શ્રી કૃષ્ણ પરમાત્મા કિસ તરહસેં મિલેંગે!

પટેલ—ના હવે કદી નહી ભુલી જાઉં હવે અત્યારથીજ એ ભજન અને જપ કરવા માંડુ છું.

સાધુ—દેખ ભાઈ! ગોપાલ, ગોપાલ, ગોપાલ, એસા નામ રટણ કર;

પટેલ—બહુ સારૂં મહારાજ હવે કાંઇ ચીંતા નથી

સાધુ મહારાજ પેલા પટેલને ત્રણ અક્ષરનો મંત્ર આપીને ચાલતા થયા અને પટેલ ખાવાને માટે પોતાના ઘરમાં ગયો.

---

# પ્રકરણ ૨ જું

## પટેલની અડગ શ્રદ્ધા.

---

પટેલ પોતાના મનમાં અને બીજા પણ સાંભળે એ પ્રમાણે ગોપાળ ગોપાળ એમ ઉચ્ચારણ કરવા લાગ્યો. પટલાણી પીતળની થાળીમાં રોટલો અને તાંસળામાં દુધ તથા બીજી વાડકીમાં તાંદલજાનું શાક અને મકાઇનું ભડકું તથા છાશ વીગેરે ગોઠવીને પટેલના આગળ મુકયું એટલે પટેલે પોતાની સ્ત્રીને કહ્યું કે અલી સાંભળે છે કે! મારા ગુરૂજીએ ગોપાળ નામનો મંતર આલ્યો છે તે તું બરાબર ગોપાળ નામ જયાં સુધી હું ખાઇ રહું ત્યાં લગી સંભારી મુકજે કારણ કે રોટલા ખાવતાં ખાવતાં શ્રી પરભુ મહારાજ ગોપાળનું નામ મંતર પણ દાંતના નીચે ચવાઈ જાય તો મહા પીડા થાય. માટે તું એ નામ બરાબર સંભારી રાખ્ય. સ્ત્રીએ ઉતર આપ્યો કે ઠીક છે તમારા ખાતા સુધી હું સં સંભારી રાખુ છુ.

પટેલ અરધી ઘડીમાં ખાઇ રહ્યો. અને તેટલી વખતમાં પટેલનાં નાહાનાં નાહાનાં છોકરાં ઉધમાત કરતાં હતાં તથા કેટલાંક રડતાં હતાં તેને સંભાળવાને તે પટલાણી ઉઠબેસ કરવાની ઉપાધીમાં તથા છોકરાને ધોલ છકડ મારવાના ક્રોધ યુક્ત પરીતાપમાં ફસાઈ ગએલી છતાં તે કામ અટપીને રોટલા કરવા બેશી ગએલી હતી તેવી સ્થીતીવાળી પટલાણીને પટેલ પોતે જમી રહ્યા પછી પુછવા લાગ્યા કે અલી ઓહ! પેલો મંતર કીયા નામનો હતો! તે બોલીદે કેમકે તાજેતાજો મંતર હતો તેથી તને ફકત આજનો દાહાડોજ સંભારવાને કહ્યું હતું પણ આજે એ નામનો આખો દી અને રાત જપ કરીશ એટલે પછે ભુલાશે નહીં.

પટલાંણી બિચારી અભણ અને ભુલકણ હતી અને તેમાં પેલા છોકરાઓનું તોફાન સમાવવામાં રોકાઇ ગએલી હતી તેથી તે બીચારી યાદ કરવા લાગી કે કોણ જાણે

કીધુ નામ હશે પછી તેણીએ ઉત્તર આપ્યો કે દેવ જાણે કાંક ગુંછાળ જેવું નામ હતું ખરૂ !

પટેલે મસ્તક ખુશીથી હલાવીને કહ્યું કે હા એજ ગુંછાળ નામ હતું એમ કહીને ગોપાલને બદલે ભુલથી ગુંછાળ શબ્દનો જપ કરવા લાગ્યો. ભોજન કરીને પટેલ ભાઇતો પોતાના ખેતરમાં ચાલ્યા ગયા અને કુવામાંથી કોસ વડે કરીને પાણી ખેંચી કાઢવામાં કુવાના ઉરામાં રહીને શામૈયુ ગાવાને બદલે ક્ષણે ક્ષણે ગુછાળ નામ પોકારવા લાગ્યો. આજુબાજુના ખેતરવાળા પટેલો આ પટેલને જ્યારે પુછે કે એ ભાઈ! આ ગુછાળ શું હશે! તેના જવાબમાં તે પટેલ પોતાના ગુરૂ તરફથી બોધ થએલા મંત્રનું કારણ બતાવતો હતો ત્યારે ઘણાખરા તે ગુછળ શબ્દ ઉપર વારંવાર હસવા લાગ્યા અને કહેવા લાગ્યા કે અલ્યા ભલા માણસ આ ગુછાળ નામ કાંઇ પરમેશ્વરનું હોય નહીં પણ અડગ વૃતિવાળો અને ગુરૂના વચન ઉપર શ્રદ્ધા રાખનારો પટેલ પોતાના પુર્વના શુભ કર્મ સંસ્કાર વડે કરીને લોકોના કોઇ ઉદ્દેશ ઉપર ધ્યાન આપવા લાગ્યો નહી અને એજ શબ્દ વારંવાર બોલવા લાગ્યો ખેતરમાં, ગામમાં, અને હરવા ફરવામાં ગુછાળનું ઉચ્ચારણ કાયમ રહ્યું. ગામમાં ભારતની કથા કહેનાર એક બ્રાહ્મણ ટીકાજોશી નામનો રહેતો હતો તેણે પણ અનેક પ્રકારના બોધ તે પટેલને દીધા અને ગુછાળ શબ્દ કાંઈ પરમેશ્વરનો નથી આ પ્રકારે કહી કહીને થાકયો પણ તે ટીકાજોશીના અભિપ્રાય તરફ તેણે લક્ષ આપ્યો નહીં પોતે જાણતો હતો કે આ જોશી આપણા ગામમાં ભણેલાગણેલોકથા વાર્તા કહેવામાં હુશિઆર છે તથાપી તે બ્રાહ્મણના બોલવા ઉપર ગુછાળ શબ્દ માટે શ્રદ્ધા ઓછી થઈ નહીં તેથી તમામ લોકોએ તેને કહેવું મુકી દીધુ અને તે ડાગળી છટકી ગએલો હશે એમ માનીને લોકોએ માંડી વાળ્યું.

આ પ્રકારે તે રાત્રી દિવસ ગુછાળ નામ ઉચ્ચારણ કરવા લાગ્યો જયારે આસો માસ આવ્યો ત્યારે છઠ્ઠો મહિનો બેઠો પેલા યોગી મહારાજે આસો માસ માટે જે દીલાસો આ-

ચો હતો તે દીલાસો હવે નજીક આવ્યો એમ માનીને મોટી આશાવાળો પટેલ એજ મંત્રનું સ્મરણ કરવા લાગ્યો હતો. હવે આ વાત આપણે પડતી મુકીને વૈકુંઠ પુરીમાં શું થાય છે તે તરફ અવલોકન કરીયે.

વૈકુંઠમાં શ્રી વિષ્ણુ મહારાજ અષ્ટ પટરાણીયો સહ-વર્તમાન બેઠા હતા, પોતાની જમણી બાજુએ નારદમુનિ તંબુરા ઉપર આંગળી ફેરવીને ભૈરવી રાગણીનું તાન ચલાવ્યું હતું ત્યારે બીજી તરફ શ્રી લક્ષ્મીજી વીષ્ણુ માહારાજની પગચંપી કરી રહેલાં હતાં. ત્યારે ત્રીજી તરફ નારદ મુનિના ભૈરવી તાનના તાલ પ્રમાણે મયુર (મોર) ઉપર વિરાજમાન થએલાં સરસ્વતિ નૃત્ય કરી રહેલાં હતાં ત્યારે ચોથી બાજુએ અશ્વ જેવા મુખવાળા તુંબર દેવ જે કે ખરજ સ્વરમાં ઉત્કૃષ્ટ કેહેવાય છે તે નારદ મુનિથી નીકળેલા તાન મુજબ ખડતાલ બજાવી રહેલા હતા. આ પ્રમાણે ઉત્તમ પ્રકારનો નાટારંભ થઇ રહેલો હતો તે [illegible]ગમાં એકાએક શ્રી વિષ્ણુ મહારાજ બેઠા થયા અને [illegible]ના હૃદય ઉપર હાથ મુકીને ખડખડાટ હસવા લાગ્યા; [illegible] ચારે બાજુ દ્રષ્ટિ કરીને પોતાની એક બાજુએ ગરૂડજી બેઠેલા છે તેના ઉપર દ્રષ્ટિ કરીને કહેવા લાગ્યા કે હે ગરૂડજી ! આપણે મૃત્યુ લોકમાં જવાને ઘણીજ અગત્ય છે માટે તમે તઇયાર થાઓ આ વખતે છેક મહર્ષિ નારદ માહારાજથી અને હૃદયમાં આનંદનો પુર્ણ રંગ બતાવનાર સાક્ષાત સરસ્વતિ દેવી વિરાજમાન છે, જેથી કેવળ આનંદનોજ લાભ થઇ રહેલો છે તે સમગ્ર અત્યારે મજાહ મુકી દઇને આગળ જવાનો વિચાર ધારીયે છીએ. મારા આવતા સુધી નારદ અને સરસ્વતિજી અત્રે સ્થિર રહેશે.

આ પ્રમાણે વિષ્ણું મહારાજની વાણી સાંભળીને લક્ષ્મીજીએ વિનંતી કરી કે મહારાજ ! આપ એકાએક શા માટે આટલી બધી કાળજી સાથે ઉતાવળ કરો છો ! આ વખતમાં રાક્ષસ આદિક દૈત્યોનો ઉપદ્રવ પણ નથી આ વખત કોઈ એવો તપસ્વિ પણ નથી કે તેના તપ ઉપર પ્રસન્ન થઇને જવાની જરૂર પડે. આ વખત દેવ અને દાનવ વચ્ચે યુદ્ધ પણ નથી. આ વખતે કાળ બળ કળિયુ-

ઓની સત્તાનો છે તેથી મૃત્યુ લોકમાં કળિયુગે પોતાની ભ્રષ્ટ સત્તા એવી ચલાવી છે કે આપના ચરણકમળમાં હાજર થવાની શકતી કોઇમાં પણ નથી. છતાં આહાવા સમયમાં આપે કોહાના તરફ જવાને વૃત્તિ ધારી છે !

લક્ષ્મીજીનું વચન સાંભળીને વીષ્ણું માહાત્માએ ઉતર આપ્યો કે દેવી ! શ્રષ્ટી આરંભથી તે અત્યાર સુધીમાં કોઇ પણ એવો ભક્ત પ્રગટ થયો નથી તેવો ભકત મારૂ નવિન નામ પાડનાર મૃત્યુ લોકમાં ઉત્પન્ન થયો છે. જેની એકાગ્ર વૃત્તિ માહારા સ્વરૂપમાંજ લીન થઇ ગયેલી છે. તે પોતે અજ્ઞાન છે. યદ્યપિ શ્રદ્ધાના બળવડે કરીને કુદરતિ મનોવેગ બળ -હૃદયરૂપી પવિત્ર મેહાનમાં એકજ રંગમાં સમાયેલ છે. તેના સ્થુલ દેહમાં સુક્ષ્મ દેહના દરેક સુક્ષ્મ પરમાણુંના મુળમાં મારા નામનું તત્વ આરોપણ થઇ ગયું છે. જો કે તેની દ્રષ્ટી પોતાના ઉદર નિર્વાહના સાધનો ઉપર તથા જગત ઉપર પડે છે યદ્યપિ તે તેની દ્રષ્ટિ મિથ્યા છતાં માહારા ધારેલા રૂપ ઉપરજ દ્રઢ થએલી છે. તેનું સ્વચ્છ કાચ સમાન પારદર્શક અંતઃકરણમાં મારૂ સ્વરૂપ ચિતરાઇ ગયેલું છે અને તે ચિત્ર ઉપર તેની અંતર દ્રષ્ટિ દ્રઢ રહેલી છતાં તેની સસ્કારિક જીવ્હા મારા નામને ક્ષણમાત્ર પણ નવરી થતી નથી. માટે તે પવિત્ર માણસને મળવાને માટે હું આતુર થઇ રહેલો છું. જેનું પવિત્ર -હૃદય મારા સ્વરૂપને જોવાને પામેલુ છે તેના પવિત્ર -હૃદયમાં ચિત્રાયલા સ્વરૂપ પ્રમાણે પ્રત્યક્ષ દર્શણ આપવાને હું નિરંતરને માટે મારા ભકત સારૂ બંધાયલો છું. માટે હવે ક્ષણ માત્ર પણ વિલંબ નહિ કરતાં તેની પાસે જવાને સારૂ અને દર્શણ આપવાને માટે હું ઇચ્છા રાખુંછું.

લક્ષ્મીજીએ કહ્યું કે હે વિશ્નુ ! તે ભકતે આપનું નવિન નામ એવું કેવું પાડયું છે !

પેટ પકડીને સારી પેઠે હસતાં હસતાં વિષ્ણુંએ કહ્યું કે મારૂ નામ ગુંછાળ પડયું છે.

નામ સાંભળતાંજ ગરૂડ અને તુંબરૂ તથા લક્ષ્મીજી

ખડખડાટ હસવા લાગ્યાં પછી ધીરે રહીને લક્ષ્મીજીએ કહ્યું કે મહારાજ! એ પણ આપનો ભક્ત ખરેખરો પેદા થયો; જેને આપના નામની પણ ખબર નથી એવો અજ્ઞ ભક્ત આપને શી રીતે ઓળખી શકયો હશે! અને એવા અજ્ઞાન ઉપર આપની શી રીતે કૃપા થઈ! તેના માટે અમને તો આશ્ચર્ય લાગે છે.

વિષ્ણુએ તેવા શબ્દો સાંભળતાંજ શ્રી સરસ્વતિ તરફ નજર કરી એટલે સરસ્વતિજીએ તે વખતે ઉત્તર આપ્યો કે ભલે કદી તે નામ જાણવાને અશક્ત હોય પણ સ્વરૂપને સિદ્ધ કરીને પોતાના હૃદયમાં જ્યારે છાપ પાડી શકવાને શક્તીમાંન થયો તથા શ્રદ્ધા રાખવામાં ચોકસ રહ્યો એજ તેના તપની પ્રબળતા છે. કુદરતિ જીભમાં જે ગુણ સ્વાદ ઓળખવાને રહ્યો છે યદ્યપિ તે સ્વાદને નામ આપવાને ભલે કોઇ જુદા શબ્દ વાપરે તેથી શું થયું! નેત્રથી જે વસ્તુ જોવામાં આવે છે તે પદાર્થ માત્રનાં જો કે જુદાં જુદાં કલ્પિત નામ આપવામાં આવે તો પણ જે ખુબિ નેત્રમાં જોવાપણાની રહી છે તે ન્યારીજ છે તેજ પ્રમાણે જે સ્વરૂપ તેણે પોતાના શુદ્ધ હૃદયમાં ધારણ કર્યું છે એજ તેની અડગ શ્રદ્ધાની અને પ્રેમ ભક્તની બલિહારી છે.

સ્વરસ્વતિનું વચન સાંભળીને વિષ્ણુ પરમાત્માએ સાબાશી આપી. તેથી લક્ષ્મીજીને ઠીક લાગ્યું નહીં. અને ઉલટમાં જાણે પોતાનું અપમાન થયું હોય તેવી સંકલના લક્ષ્મીજીના હૃદયમાં થઇ જેમાં અનેક શંકાના ભ્રમણમાં ભરાયલાં લક્ષ્મીજીએ ફરી પ્રશ્ન કર્યો કે સત્યયુગથી તે ત્રેંતા સુધીમાં મહર્ષિ પારાશર શુક ન્યારા અંબરિશ પ્રહ્લાદ, ધ્રુવ, ઇત્યાદિક વિદ્વાન અને તત્વવેત્તાઓએ જે આપને ઓળખ્યા છે, અને જે જ્ઞાન તેઓના હૃદયમાં આપને જાણવાને શક્તી ધરાવનાર હતું તેવા જ્ઞાનવાળા જ્ઞાનીજનો આ કળિયુગમાં તો કોઈકજ હોય છે તેમાં વળિ આ નવિન ભક્ત જેને કહો છો તેણે તો આપનું નામ ગુંછાળ આપીનેજ ભક્તીનું રહસ્ય પુરૂ કરી નાંખેલુ જણાય છે. વળિ હવી સરસ્વતિજીએ આપના અભિપ્રાયને ટેકો

આપ્યો એતો હું સારી પેઠે જાણું છું કે તે તો જ્યાં હોય ત્યાં હાજી હાજી કહેવામાંજ પોતાની ચાતુર્યતા જણાવે છે. હે પ્રભુ! સત્ય બોલનાર અને ખરૂ કહેનાર તો આ જગતમાં કોઇકજ હોય છે. ભલે કદાચ ગમેતેમ હોય અને ભલે કદાચ આપ પ્રસન્ન થાઓ અને તેને દર્શણ આપો તેના માટે હું કાંઇજ આનાકાની કરતી નથી પણ તે નવિન ભક્ત થનારો અને નવિન નામ ગુંછાળ પાડનારો માણસ અડગ વૃત્તિવાળો અને શુદ્ધ વૃતિવાળો છે એમ શા ઉપરથી સમજાય! આપતો ત્રિકાળ જ્ઞાની અને સર્વમાં નિવાસ કરવાવાળા સર્વજ્ઞ છો તેથી કહી શકો એ વાત સત્ય છે યદ્યાપિ જો કે તે આપના ખરા તત્વને જાણનારો ભક્ત હોય તો તે ભક્ત ભુત ભવિષ્યને શા માટે ન જાણી શકે! હે પ્રભુ! આપના નામનો પ્રભાવ અને આપની કૃપાનો લાભ એવો અમુલ્ય અને પ્રબળ છે કે તે યોગે કરીને અજ્ઞ મરૂપ મર્મજ્ઞ થઈ જાય છે. તે યોગે કરીને પાંગળો માણસ મોટા મોટા ગીરી શિખ્ખર ઉપર ચઢી શકે છે અને તે યોગે કરીને અંધ છતાં અંતર દ્રષ્ટિ યોગ બળવડે કરીને મર્મજ્ઞ અને જોનારો બનિ જાય છે ત્યારે તે આપનો નવિન ભક્ત મર્મજ્ઞ શા માટે ન બની શકે! આ પ્રમાણે કરડાગી કરીને લક્ષ્મીજીએ પ્રશ્ન કર્યો. તે સાંભળીને વિષ્ણુ માહાત્માએ ઉત્તર આપ્યો કે શું! તમે તે ભક્તની કોઇ પણ રીતથી પરીક્ષા લેવા ઇચ્છોછો!

હા, મારી ઇચ્છા આ વિચિત્ર જમાનાને અનુસરીને તેવીજ થઈ છે. આપ ધ્રુવ ભક્ત પાસે જ્યારે ગયા ત્યારે હું કાંઈ પરીક્ષા લેવા નોહોતી આવી,–આપે જ્યારે ગજેન્દ્રનો મોક્ષ કર્યો ત્યારે પણ નોહોતી આવી, એટલુંજ નહી પણ પૂર્વે સત્ય અને ત્રેતામાં આપ જેવે પ્રસંગે તત્વજ્ઞાની માહાત્માઓના તપ ઉપર પ્રસન્ન થઇને દર્શણ આપવાને ગયા છો તે પ્રસંગે મ્હેં લેશપણ આહાવો પ્રશ્ન કર્યો નથી, યદ્યપિ આ પ્રશંગે મ્હેં જે પ્રસ્ન કર્યો છે તે માત્ર કળિકાળના પ્રભાવને જોઇને અને તેમાં પણ અજ્ઞાન ભક્તના હ્રદયને જોવાને માટેજ છે.

વિષ્ણુ માહાત્માએ લક્ષ્મીજીને પોતાની સાથે રાખવાનું નિર્ણય કર્યું અને ગરૂડ ઉપર સ્વારી કરીને જ્યાં પેલો પટેલ પોતાના ખેતરમાં ઉગેલી બાજરી તપાસવાને પોતાના કુવાના ઉરા ઉપર બેઠો બેઠો દ્રષ્ટિ કરતો હતો તે પ્રસંગે લક્ષ્મી અને વિષ્ણુ ત્યાંથી કેટલેક છેટે ગુપ્ત જગોએ ગરૂડ ઉપરથી ઉતરી પડયા. પછી લક્ષ્મીજી પ્રત્યે વિષ્ણુએ કહ્યું કે દેવી ! હું આ નજીકના ખાડામાં બેશી રહું છું. અને અમે કોઈ પણ રીતથી તેની પરીક્ષા લેવા ધારતાં હોવ તે પ્રમાણે તમે કરો લક્ષ્મીજીએ તે વાત સ્વીકારી અને વિષ્ણુ પરમાત્મા ખાડામાં જઇને બેશી રહ્યા.

આ તરફ લક્ષ્મીજીએ પોતાનું અસલ રૂપ બહુ દેદિવ્યમાન હતું તે બદલી નાંખીને પંચાણું વરસની ડાસીનું સ્વરૂપ ધારણ કર્યું; બંન્યે આંખ્યોમાં છેક ખાડા પડી ગએલા હતા તેમાંથી પાણી નીતર્યાં કરતું હતું. અને કપાળમાં સેંકડો કરચોળીયો વળી ગએલી છતાં ગાલમાં અને લમણામાં ઉંડા ખાડા પડી ગએલા હતા, એવી છેક નિર્બળ અવસ્થા વાળી ખુંદી ( ખુંધી ) બનેલી જમણા હાથમાં લાકડી પકડીને ધીમે ધીમે ચાલતી હતી; સઘળું અંગ કંપવાયુથી ધ્રુજતું હતું. નેત્રની ભમરો ધોળા વાળથી દેખાતી હતી. અને મસ્તક કંપ વેગવડે કરીને વારંવાર હાલ્યાં કરતું હતું ત્યારે હાથ પણ તેવી મિસલના હાલ્યા કરતા હતા; જાણે જમીન ઉપરથી હમણાં પડી જશે તેવી દેખાતી હતી; સુર્યનો તડકો નેત્ર ઉપર પડતો હતો તેથી છાયાને માટે ડાબો હાથ નેત્રના ઉપર છાયા માટે રાખ્યો હતો શરીર ઉપર જીર્ણ થઈ એટલું ફાટેલું સફેત વસ્ત્ર ધારણ કરેલું હતું. મસ્તક ઉપરના સફેત વાળ કપાળ ઉપર વળી ગએલા વિચિત્ર દેખાતા હતા જેમણે સત્યયુગના વખતની વૃદ્ધ થએલી વનની દેવી હોય અને આમતેમ 'ભટકતી હોય તેવું દેખાતું હતું.' એવા વેશવાળી ડાસી જ્યાં પેલો પટેલ પોતાના કુવાના પાવડા આગળ ઉચાંણમાં બેઠેલો ગુંછાળ ગુંછાળ નામ સ્મર્ણ કરતો હતો ત્યાં આગળ અડબડીયાં ખાતી ખાતી થવરની વાડ આગળ આવીને તે ડાસી ઉભી રહી. અને નેત્ર ઉપર હાથ મુકીને પેલા પટેલને

ઘાંટા પાડીને કહેવા લાગી કે હે પટેલ, હે પટેલ, ઓ ભાઈ ઓ પટેલ ! હું આટલા બધા ઘાંટા પાડું છું તો પણ કેમ સાંભળતો નથી ! ઓ ભાઈ! તું જરાક સાંભળતો ખરો! હું વૃદ્ધ ડોસી આટલા બધા ઘાંટા પાડીને તને બોલાવું છું છતાં તું તારા એકજ રંગમાં ગુછાળ ગુછાળ શું બોલે છે ! આ પ્રમાણે ડોસીનું વચન સાંભળીને તે પટેલ પેલી ડોસીને કહેવા લાગ્યો કે અરે ટરચી! તું વળી મારા ભજનમાં ભંગ કરવા રખડતી રખડતી આંઈ ક્યાંથી આવી પોહોચી અને આહાવા વગડામાં ઝખ મારવા ભટકવા નેકળીસે ! મેરને તું ! નકામી શું કરવા આંઈ આવીસે !

ડોશી ફરીથી બોલી કે જરાક ટુંકી વાત હું તને કહું છું તેનો તું મને જવાબ આપીશ એટલે હું મારે રસ્તે હેંડી જઇશ.

તે સાંભળી પટેલે કહ્યું કે જે કાંઈ બોલવાનું હોય તે બોલી દે, નકામો ટીટીયારો શેનો કરે છે !

ઓ ભાઇ ! તું ગુછાળ ગુછાળ બોલે છે તે તું કોહોનું ભજન કરે છે ! એમ ડોસીએ પ્રશ્ન કર્યો.

તેથી ચિડાઇને પેલા પટેલે ઉત્તર આપ્યો કે મેર રાંડ ટરચી ! વળિ જેનું ભજન કરતા હઇશું તેની બાબતમાં તને શાંની પંચાત છે ! અને કદાચ કરીએ છીએ તો તારા માંટી (ધણી) નું, હવે કાંઇ છેકે લે લેતીજા હુંપણ હવે વારે વારે પુછીને મારા ભજનમાં દખલ કરીશ તો વળી બીજુ હંભળાવીશ.

પટેલનું વચન સાંભળીને ડોસીને આશ્ચર્ય લાગ્યું. અને વિચાર કર્યો કે ગમે તેમ હોય પણ તેણે જે ઉત્તર આપ્યો છે તેતો યથાયોગ્ય છે. તોપણ કાંઇક વિશેષ પુછું એમ ધારીને વળિ પટેલને કહેવા લાગી કે ઓ ભાઇ ! હુ આટલી બધી ઘરડી અને ઉઠી પણ શકતી નથી છતાં મને માંટી ક્યાંથી હોય અને કદાચ ત્હેં રીસમાં એવો ઉતર આપ્યો હોય તો તું જાણે પણ જ્યારે તું એમ કહે છે કે તારા માટીનું ભજન કરૂ છું ત્યારે હુંજ કહુ છું કે બોલ્ય જોઇએ મારો માંટી ક્યાં છે.

અલીઓહ ! તું તો ખરેખર માથુ ફોડી નાંખે એવી મેલડી માતા જેવી સીકોતરી જણાયસે હજીએ તું થાકતી નથી ખરૂ કે ! આમ ઉભે મારગે હેંડીજા હેંડી, પટેલે આ પ્રમાણે ઉત્તર આપીને ગુછાળનું સ્મર્ણ કરવા માંડયું.

તોપણ તે ડોસીએ જક પકડીને ફરીથી પ્રસ્ન કર્યો કે તું આટલો ઉત્તર આપે એટલે હું માહારે રસ્તે ચાલી જાઉં.

અરે ઓહ મેલડી ! તારો ધણી પડયો ખાડામાં, તેમાં મારે શું ! હવે સાંભળવું હોય તો ઉભી રહે નકામી લ-ખારો કરતી કાન ફોડતી અને ભજનમાં ભંગ કરતી ક્યાંથી આવીસે ! આંઇથી તું તારે મારગે હેંડીજા, પટેલનો આ પ્રમાણે શબ્દ સાંભળીને ત્યાંથી તુરતજ ડોસી ચાલતી થઇ;

ડોસીના ગયા પછી જમીન ઉપર દ્રષ્ટી કરીને પેલો પટેલ એકદમ નામ સ્મર્ણ કરવાના દ્રઢ આવેશથી ગુંછાળ ગુંછાળ બોલવા લાગ્યો અને નીચુ ઘાલીને અને આંખ્ય મીચીને મોર મુકટવાળા અને પીતાંબર ધારણ કરેલા છે એવા ચતુર્ભુજ મુરતીવાળાનું ધ્યાન ધરતો થકો આંખ્ય મીચીને બોલ્યાજ કરતો હતો તે વખતમાં એકાએક તેની સન્મુખ શ્રી વિષ્ણું ભગવાન અને પોતાની જોડે દેદિપ્યમાન લક્ષમી દેવી સહીત ઉભા રહ્યા, તથાપી જમીન ઉપર નીચુ જોઇ રહેલો અને પોતાના અંતઃકરણમાં ધારણ કરેલી પ્રતિ-માને જોઇ રહેલો પટેલ બાહ્યદ્રષ્ટી કરેલી નહી હોવાથી વિષ્ણું માહારાજ તેના તરફ જોઇને કેટલીકવાર સુધી ઉભા રહ્યાં; પછી ગંભીરનાદથી વિષ્ણુએ પેલા પટેલને બોલાવીને કહ્યું કે હે પટેલ ! ઓ પટેલ ! તું ઉંચું તો જો ! છેક નીચુ જોઇને અને નેત્ર મીચીને તું અંદર શું જુવે છે ! એવાં વ-ચન સાંભળીને તુરત પટેલે તે તરફ જોયું ત્યારે તેજોમય સ્વરૂપ તેના જોવામાં આવ્યું જે સ્વરૂપનુ પોતાના હૃદયમાં નિહાળીને નિર્ણય કરતો હતો તે સ્વરૂપ તેણે બાહેર જોયું તેથી તેને ઘણો આનંદ થયો અને તુરત ઉભો થઇને અને નીચો પડીને તેમના પવિત્ર ચરણકમળમાં મસ્તક નમાવીને બોલ્યો કે ઓ મારા ધણી ! ઓ માહરા પરભુ ! ઓ મા-હરા ગુરૂ જે હું મારા હીયામાં દખતો હતો તે હવે હું

બાહેર જોઉછું. એ મારૂ ધનભાગ છે. વિષ્ણુંએ તે પટેલના મસ્તક ઉપર હાથ મુકયો પછી કહ્યું કે હે પટેલ ! તને ખબર છે કે નહી ! કે હું છડે મહીને તને મળવાનો છું ।

પટેલ નેત્રમાંથી આંસુ લાવીને બેલ્યોકે એ માહારા ધણી ! માહારા ગુરૂની કૃપાથીજ આપ મારૂ દાળદર કાપવા પધાર્યા છો. હવે હું આપનાં દરહણ પામીને સુખી થયો છું.

ત્યારે હવે તું શાની વાંચ્છના રાખે છે ! જે તારી ઈચ્છામાં આવે તે તુ મારી પાસેથી માગી લે; શ્રી વિષ્ણુંએ ઉત્તર આપ્યો.

પટેલે કહ્યું કે હે પ્રભુ ! તમારી કૃપાથી મારે ઘેર જમીન જાગીર પણ છે. વળી ગાયો અને ભેંશો તથા છોકરાંછીયાંમો વાટી વસ્તાર પણ છે એટલે મારે બીજુ શું માગવાનું રહ્યું. તમારાં દરહણ થયાં એટલે બહુએ મળી ગયુંસે તમે એટલે બધેથી આંઈ આવ્યા એટલે તમે અમારા મીજબાન થાઓ છો. માટે તમારી પરોણાગત મારે કરવી જોઈએ.

હે પવિત્ર પટેલ ! તું અમારી પરોણાગત કરવામાં શું કરવા ધારે છે ! વિષ્ણુએ કહ્યું.

ઓ મારા ધણી ! આ બાજરીયાં લીલાં કલ્હાર જેવાં થયાં છે. માટે આપ ધણી મારા હાથથી બનાવેલો ઉનો હુંનો પુખ ખાઓ, અને આ માંચા ઉપર ગોદડ઼ પાથર્યુ સે એ ઉપર આપ કૃપા કરીને બેસો.

ભક્તના પ્રેમરૂપી દોરડાથી બંધાયલા વિષ્ણું માહાત્મા અને લક્ષમીજી પેલા પટેલની ટુટેલી માંચી ઉપર બેઠાં. પટેલ પ્રેમના આવેશમાં જેસલેર ત્યાંથી ઉઠીને દેવતા સળગાવ્યો. અને ખેતરમાંથી બાજરીયાંનો કલ્લો બગલમાં મારીને તાપણી આગળ દરેક શેકવા લાગ્યો. અને પોતાના હાથથી મસળી મસળીને અને ફુંકીને વિષ્ણું અને લક્ષ્મીજીના હાથમાં આપવા લાગ્યો. એમ કાર્ય કર્યા કરે છે તેમાં પટેલ વિષ્ણું માહાત્માને કહેવા લાગ્યો કે ઓ મહારાજ ! હવે આપણે ભાઈબંધ થયા, માટે મારા છેતરમાં શીયાળાની

આરામમાં ચણાનો પુખ ખાવા પધારજો વળી બાજરનો પુખ પણ તઈયાર થશે માટે વખતે વખતે મારા છેતરમાં આવો તો મને ચેવું લાગે !

વિષ્ણુએ કહ્યુ કે હવે વારંવાર આવ્યા કરતાં આજની ત્હારી પરોણાગત અમે સ્વીકારી છે. માટે એટલેથીજ બંધ રાખવું.

ના માહારાજ; એમ ક્યમ થાય ! મારે તમારાથી બીજુ શું વધારે સે ! ઓ પરભુ ! તમે તો આ જગતના કરંદા છો અને એવા સમરથ ધણીની દયા હું અનાથ ગરીબાં પર થઇ તેથી મારૂ ધનભાગ્યેગ છે હું બીજુ કાંઈ તમારી પાહે માગતો નથી ફકત મારા છેતરમાં જે જે પ્રકારનું અન્ન થાય એનો પુખ ખાવા સારૂ તમે અને આ બાઇ સાહેબ લખમીજી બેઠાંસે એ બે જણાં આવો તો મારૂ ધનભાગ્યેગ થાય.

પટેલનું આ પ્રમાણે વચન સાંભળીને વિષ્ણુએ કહ્યું કે તું માહરા દર્શનને લાયક થયો છું માટે મ્હે તને દર્શન દીધું પણ તું આ વાત તારા ગામમાં કરતોમાં કેમકે જેઓ મારા દર્શનને અધિકારી થયા નથી તેને તારા ખેતરમાં હું આવું અને તેઓ આવે એમ ન થાય તો અમે તારી માગણી કબુલ કરીયે.

ઓ માહરા પ્રભુ (એમ બોલતો બોલતો વિષ્ણુ માહાત્માની પગચંપી કરતો અને નેત્રમાં પ્રેમથી આંસુ લાવતો) આ અભાગીયાનું ભાગ્ય આપના ચરણ પરશાથી ખુલી જાુંસે. હું કાંઈ બીજાને વાત કરવાનોજ નથી. જેવી રાતે ખેતરમાં ખેડી મેહેનત કરનાર અન પામે છે તેવી રીતે તમે પરભુના રૂપને જાણનારજ દરશણ પામે છે હે પરભુ ! તમારી કૃપા હોય તોજ અમારૂ ભલુ થાય એમ છે. એમ બોલતો બોલતો શેકેલો પુખ આપતો જાય છે. તે ખાઇને વિષ્ણું અને લક્ષ્મી એ બન્યો ઉભાં થયાં અને કહેવા લાગ્યા કે હે પટેલ હવે તું વિશેષ શું માગે છે !

હે પરભુ ! તમારા દરસન પામનારને બીજુ શું જોઇએ અમારે માટે તમનેજ ચિંતા છે માટે મારેતો તમારા દરસન

વીના બીજુ કાંઇજ માગતું નથી જેવી રીતે હું માહારી હયાતીમાં તમારા દરશન દેખુ છું તેવી રીતે આ શરીર માંથી નીકળી ગયા પછી સદાને માટે તમારી પાસે રહેવા-નું મને આલજો. અને મારી માગણી પરમાણે પુખ ખાવા સારૂ જ્યાં સુધી હું જીવું ત્યાં સુધી આવજો. અને તમારૂ નામ મારા દીલમાંથી જરાપણ ખસે નહી એવું મારૂ હૈયુ કાયમ રાખજો. અને મારા દીલમાં અગનાન હોય તો કાઢી નાંખજો. એમ કહીને અને નેત્રમાં આંસુ લાવીને તે પટેલ પગે લાગ્યો.

વિષ્ણુએ પ્રેમપૂર્વક પટેલના મસ્તક ઉપર હાથ મુકીને અસ્તુ કહીને ચાલ્યા ગયા. યોગ બળમાં કુશળ'અને બ્રહ્મ જ્ઞાનમાં મગ્ન રેહેનારા પવિત્ર માહાત્માઓની વચન સિદ્ધિ બળ એજ તેમની પવિત્ર વૃતિયોનું શુદ્ધ પ્રમાણ છે ધવલ-ગિરીની ગુફામાં નિવાસ કરનારા સુધાનંદ યોગીનું વચન બળ તે પટેલના અંતઃકરણને પવિત્ર કરનારૂ થયું. જ્યારે અંતઃકરણ મળ વિનાનું હોય છે ત્યારેજ મુમુક્ષુ થવાય છે, સત્સંગ અને સત્પુરૂષનું વાકય એ કેવળ કલ્પવૃક્ષ તુલ્ય છેઃ- સુધાનંદ માહાત્માને યોગ બળવડે કરીને ખબર પડવાથી તે પેલા પટેલ પાસે ફરીથી આવી પોહોચ્યા. તે યોગીને દુરથી આવતા જોતાંજ તે પટેલ ડંડવત પ્રણામ કરતો કરતો તેમના પ્રવિત્રચરણ કમળમાં મસ્તક નમાવીને ઉભો રહયો અને તેમને સમગ્ર હકીકત કહી સંભળાવતાં તેમની કૃપાથીજ અલભ્ય લાભ મળ્યો તેના માટે તે ગુરૂને વારંવાર નમવા લાગ્યો. અને ઘણુજ ભાવથી તે ગુરૂમાહારાજની ગુફા જો-વાને ઉત્સુક થયો—માહાત્માએ તે પટેલનું પવિત્ર અંતઃક-રણ જાણીને ધવલગીરીમાંની પોતાની ગુફા બતાવી. અને અધ્યાત્મ જ્ઞાન બોધ દેવાની તે પટેલ પ્રત્યે શરૂવાત કરી. ગુરૂના સત્સંગવડે કરીને તે પટેલ મોટા તત્વવેત્તા બનિ ગયો અને છેવટે સમગ્ર જમીન જાગીર પોતાના છોકરાંને સોંપીને તે સુધાનંદ ગુરૂના ચર્ણારવિંદમાં વખત વ્યતિત કરવા લાગ્યો. અને વખતે વખતે પોતાના સંતાનની ખબર કાઢવા આવતો રહેતો હતો. સમર્થ સંતપુરૂષોની કૃપાનું ફળ અને તેમના સંગનું ફળ આ પ્રકારે થાય છે.

# પ્રકરણ ૩ જું

## વાંણી વિલાસમાં મમતાનો પ્રકાશ.

વિષ્ણુ અને લક્ષ્મીજી વઈકુંઠમાં આવી પોચ્યા; પછી જે રંગ સંગિતનો પુર્વે ઝામ્યો હતો એજ રંગની શરૂવાત થવા લાગી; પણ લક્ષ્મીજીનું હૃદય અનેક વિચારના ચક્ર ઉપર ફરતુ હોય તેવું જોવામાં આવ્યુ. પણ ચતુર લક્ષ્મીજી તેવો અંતરભાવ જાણે કોઇ બીજુ જાણી શકે નહી તેવી રીતે તે થતી મજાહ અને આનંદમાં ભાગ લેવા લાગ્યાં. તે સમથ મજાહ નિત્ય નિયમ પ્રમાણે અટોપાઈ ગયા પછી વિષ્ણું પરમાત્માએ લક્ષ્મીજીને પોતાના ભકતના શુદ્ધ હૃદય વિશે ખાત્રી થયાની હકીકત પુછી અને તેમાં એમ જણાવ્યું કે જ્યારે માહારા ભકતો તત્વજ્ઞાંનને પામે છે. અને જ્યારે વિરાગ રંગમાં રંગાય છે ત્યારે તેઓ મારા શિવાય બિજી નાશવંત વસ્તુ સાંમા કદિ પણ દરકાર રાખતા નથી. એમ કહિને લક્ષ્મીજીની મુખમુદ્રા ઉપર ધારી ધારીને વિષ્ણુએ દ્રષ્ટિ કરવા માંડી.

તે જોઇને નીચુ માથુ ઘાલીને લક્ષ્મીએ પોતાનું માન સંભાળવાને તથા પોતાનો પક્ષ સબળ કરવાને કહ્યું કે માહારાજ ! તે તમામ થોથાં છે. અને ઉડાંણ જળમાં મારવાનાં ગોથાં છે; કારણ કે વિરાગ વૃતિ ધારણ કરીને અને શરીને કષ્ટ આપીને તથા વન ઉપવનમાં કંદમુળ પ્રાશન કરીને તથા હઠ યોગવડે કરીને પ્રાણનું રોધન કરીને પડી રેહેનારાઓ જે કઇ આકૃતિ નિર્ણય કરે છે તે તમામ મનબુદ્ધિ અહંકારાદિક હૃદયના આધારેજ થાય છે; કલ્પના ઘડવી તે પણ હૃદયસ્થાન છે; વારંવાર જન્મ થવો અને લય થવું એ પણ મનોવેગ ધારણા છે. આકાશમાં અનંત નક્ષત્રોનો ચક્રમાળ છે તે સ્થિર નહિ છતાં રાત્ર દિવશ ભ્રમણ કર્યાંજ કરે છે, ને અનંત બ્રહ્માંડોની ઉત્પતિરૂપ પણ હૃદયરૂપ છે તે હૃદયરૂપ

મહા વિદ્યા માયાનું કાર્યરૂપમાં તેના અંશરૂપે રહેલી જે હું છું તે માહારા કાર્યમાં જે પ્રબળતા છે તે કાર્યમાં વિરકત વૃતિવાળા છતાં પણ મારી સત્તાને આધારેજ નચાવ્યા નાચ્યાં કરે છે. એ સમગ્ર આપના જાણવામાં કયાં નથી ! આ પ્રમાણે લક્ષ્મીજીએ વિષ્ણું મહારાજને કહીને તિરછી દ્રષ્ટિથી ભિન્ન પદાર્થો ઉપર અવલોકન કર્યું–તે વખતે વિષ્ણુંએ કહ્યું કે તમારૂં કહેવું જો કે તમારા અનુભવના પ્રમાણમાં યોગ્ય માનતા હશો પણ સર્વ પદાર્થમાં નિવાસરૂપે રહેવાપણાનું બળ મારા તરફ રહેલું છે. અને પ્રજ્ઞાન બ્રહ્મવડે કરીનેજ જે જાણવાપણું છે તે તત્વ અચિંતનિય છે. તે સત્તા જડપદાર્થમાં નથી. હે દેવી ! પ્રકૃતિ માત્ર જડ છે. છતાં તે જડ વસ્તુમાં પ્રજ્ઞા નથી. યદ્યપી પ્રજ્ઞારૂપે જે અંશ રહેલો છે તે અંશરૂપે હું છું.

હે મહારાજ ! તમે પ્રજ્ઞારૂપે કહો છો તે પણ હુંજછું જગતમાં અનેક જીવજંતમાં પ્રકૃતિરૂપ હું છું. અને તેમાં પ્રજ્ઞારૂપે માહારેજ નિવાસ છે. અનેક વિકારોથી ભરપુર જગત છે તે જગતમાંના કોઈ વિરલા માણસો વિકાર રહિત થાય તોપણ જ્ઞાનેંદ્રિય અને કર્મેન્દ્રીયને કદી પણ ત્યાગી શકતા નથી. જયાંસુધી શરીર છે ત્યાં સુધી માહારી પ્રબળ શક્તિ તેમાંજ રહેલી છે. એમ હું સાબેતી સાથે કહી શકુ છું. કદાચ તમે તમારો પ્રભાવ અજમાવવાને અને હું માહારો પ્રભાવ અજમાવવાને બાહેર નીકળી પડું તો તેજ વખતે માલુમ પડશે કે કોની સત્તા પ્રબળ છે। કેમ તમારો શો વિચાર છે! જરાક જગતના રંગ ઢંગ તો જુવો ! તમે તો અક્રીયરૂપે કહેવાઓ છો. તમે તો અવિકારી છો. વળિ નિર્લિપ્ત કહેવાઓ છો છતાં તે અક્રિયરૂપે થઇને તમે શાની સતા અજમાવવાના છો ! મિથ્યાડોળ અને અભિમાન મુકી દ્યો; જગતમાં તમામ પ્રાણીયોના -હૃદય મેદાનમાં હુંજ વાસો કરૂ છું, અને તેઓને હુંજ દોરૂં છું છતાં તેમાં તમો અક્રીયથી શું થનાર છે. ભલે કદી તમે એક પણ સ્થળ વિના સર્વમાં ભરપુર છો યદ્યપિ તે ભરપુરપણું શા ઉપયોગનું છે! તેથી શું થયું ! આ પ્રમાણે લક્ષ્મીએ વિષ્ણુંને ઘણા જુસ્સાથી કહ્યું.–ત્યારે વિષ્ણુંએ કહ્યું કે હે દેવી ! હવે હું અ-

વી ઉપાધી માથે લેવા માગતો નથી કેમકે હું જે ઉપાધી માથે લઉં છું તે તમામ તું પોતાની રચનાને માથે લક્ષનેજ કરૂં છું.

શા માટે માથે લ્યો છો ! શી જરૂર છે ! એમ કરવાને તમને કોહોણે ફરજ બતાવી છે ! પણ એમજ તમારે કબુલ કરવું પડશે કે માહારી સહાયતા વિના તમે કોણ છો એમ કલ્પના કરવાને કોઈપણ શક્તીવાન નથી જ્યારે શરીર અને હૃદય છે ત્યારેજ તે હૃદય તમારા માટે માત્ર મિથ્યા કલ્પના કરે છે એમ તમે શા માટે કહેતા નથી જ્યારે પ્રકૃતિ જડ છે ત્યારે પ્રકૃતિકૃત હૃદયતો છેજ અને એ હૃદયમાંથી બ્રહ્મજ્ઞાન જાણવાને કોણ શક્તીવાન થયું ! લક્ષ્મીએ જવાબ આપ્યો.

ધન્ય છે દેવી ! હવે તમારા બોલવામાંજ અર્થ આવી ગયો કે તે હૃદયમાં પણ માહરી ભરપુર સતાનો નિવાસ છે; વિષ્ણુંએ મંદહાસથી લક્ષ્મીને ઉતર આપ્યો.

ત્યારેતો માહારામાં અને માહારા કાર્યમાં પણ તમારો નીવાસ છે કે ! લક્ષ્મી કટાક્ષ કરીને બોલી.

હા એમાં પણ અને તમારામાં પણ આંબાનો ગોટલો અને અંદરની ગોટલીની માફક સમઝી લ્યો. કેમ સમઝણ પડી કે ! બીજ અને વ્રક્ષ અને વ્રક્ષ પછી બીજ; ખુંખારો કરીને વિષ્ણુંએ ઉતર આપ્યો.

અરે માહારાજ ! જો કે તમે મારામાં અને માહારા કાર્યમાં હોય તો ચાલો નિકળી પડો મેદાનમાં; અને તમે તમારી પ્રબળ સતા ઉપર વિશ્વાસ રાખતા હોય તો જન પ્રકૃતિને કેવી રીતે ફેરવી શકો છો ! તે હું જોવાની ઇચ્છા રાખુછું. પેલા અજા પટેલ ઉપર પ્રસન્ન થયાની પેઠે મારૂં કામ નથી; સમઝ્યા કે હવે તો એજ હઠ લઇ બેઠી છું અને હું મારો પ્રભાવ તમને બતાવવાની ખરેખરી ઇચ્છા રાખુછું. લક્ષ્મીએ અભીમાનથી ઉતર આપ્યો.

દેવી ! એ તમામ મમતા મીથ્યા છે; નાહક શા માટે ઉપાધી વ્હોરવી જોઈએ.

અરે માહારાજ ! તમેજ હું રૂપે ઉપાધીવાળા છો વાર' વાર ભક્તોને માટે અવતાર ધારણ કરો છો તે સમગ્ર ખરૂ કહેવરાવો તો માહારીજ સત્તા છે. હજુ પણ એનું એજ રહ્યું કે ! ચાલો ત્યારે તમે તમારૂ જોઈએ તેવું બળ અજમાવો હું પણ તે સઘળુ જોવાને ઈચ્છું છું. વિષ્ણુએ ઉત્તર આપ્યો.

ઘણીજ ખુશિની વાત છે. હવે મને ખેલ ખેલવાને ઠીક મજાહ પડશે. ચાલો બાહેર નીકળી પડો.

આ પ્રમાણે પરસ્પર વાદ વિવાદ થયો, તેમાં વિષ્ણુ માહારાજ યોગ્ય રચના ઘડવાને અને લક્ષમીનું બળ જોવાને બાહેર નીકળી પડયાં અને લક્ષ્મી પણ એજ મુજબ મૃત્યુ લોકમાં નીકળી પડી.

---

# પ્રકરણ ૪ થું

## વિશાળ નગરમાં વિદ્વાનપુરાણી.

ચારે તરફ વીસ કોસના ઘેરાવાવાળુ મજબુત કીલ્લા બંદી વિશાળનગર નામનું ઘણા વિસ્તારવાળુ નગર હતુ. તેમાં સરાસરી દસલાખ માણસોની વસ્તી હતી. તેમાં અનેક શાસ્ત્રને જાણનારા વિદ્વાન બ્રાહ્મણો, અને વ્યાપારમાં કુશળ એવા વાણીયા દ્રવ્યથી મદમત્ત થએલા તથા હુન્નર અને કળામાં કુશળતા મેળવનારા કારીગરો અસંખ્ય હતા, દેશ વિદેશથી વ્યાપારમાર્ગે લોકોનો ભરપુર જથો હતો. અને ઉદ્યોગને લીધે વિશાળનગર હિંદમાં ઘણું પ્રખ્યાતીને પામેલુ હતું. તે નગરનો ચહુવાણ કુળનો રજપુત રાજા ધર્મધુરંધર અને ચક્રવર્તિ હતો. અને તેના સમગ્ર ઓહોળા રાજ્યમાં સંપ, જંપ, ઐશ્વર્ય, ધન અને સુખનો નિવાસ હતો. ઠેર ઠેર સંગીતને જાણનારા મસ્ત પુરૂશો ઢોલ મૃદંગ

અને પખવાજ ઉપર થાપ મારીને તાન ટપ્પા ગાઈ રહેતા હતા. ઠેર ઠેર રૂપીયાનો ખડખડાટ કાનમે બેહેર મારે તેવો થતો હતો; ઠેર ઠેર વેદનું અધ્યયન વિદ્વાન શુક્લોના ઘરમાં વિદ્યાર્થિયો કરતા હતા; ઠેર ઠેર નાચ અને નાટારંભ વારાંગનાઓ પોતાના મકાનમાં જલસા કરીને કરતી હતી; ઠેર ઠેર મદમસ્ત માણસો સારો પોશાક પેહેરીને નદીના કીનારા ઉપર હવા ખાવાને ફરતા હતા; રાજદરબારના કુશળ સામંતો અશ્વ ઉપર બેસીને ફરવા નીકળી પડયા હતા; મોટાં મોટાં અવારાની ઓળ આકાશને ભેદે તેવી શેઠ શાહુકારોનાં શોભા આપે તેવાં હતાં મોટા મોટા બજારમાં આવતા જતા માણસોની ભીડ એવીને એવીજ રાત્રીના બાર વાગ્યા સુધી કાયમ રેહેતી હતી; દ્રવ્યથી મદ થએલાં સુખ વિલાસિક જોડા પોતાની અગાશીમાં બેસીને પુર્ણ ચન્દ્રમાની ચંદ્રિકાની મજાહ લેતાં હતા; કેટલીક જગોએ ભવ્ય દેવાલયોમાં પુષ્ટિમાર્ગ ધર્મવાળા વૈષ્ણવ માણસો દર્સન કરવાને દોડઅદોડ કરી રહેલા હતા; આ પ્રમાણે સમગ્ર વૈભવવાળુ અને અનેક પ્રકારની શોભાવાળુ વિશાળનગર કેવળ સ્વર્ગમાં ઈંદ્રના ભુવન જેવું દેખાતું હતું તે નગરમાં પુર્વ તરફના દરવાજામાં એક વિદ્વાન તત્વવેત્તા અને મહાજ્ઞાની શાસ્ત્રીયો ને પુરાંણીએ અનેક પુસ્તકોના સંગ્રહ સાથે પ્રવેશ કર્યો; તે શાસ્ત્રી પાસે બટુકરૂપ વેશ ધારણ કરનાર બે શીષ્યો હતા, અને ભારવાહક પાંચ સાત ઘોડા ઉપર કેટલાંક પુસ્તકોનો બોજ લાદેલો હતા. તે પગેથી ચાલીને આવતા હતા તે સમગ્ર બે શિષ્યો સાથે વૃદ્ધ અવસ્થાનો જે શાસ્ત્રી હતો તે કેવળ ચંપકના પુષ્પથી શરીરના વર્ણવાળાએ મસ્તક ઉપર સુદર્શન ચક્રજેવી મોટી પાઘડી પેહેરેલી હતી; તે પાંચ હાથ ઉંચો અને શરીરે કદાવર હતો તેની ઉમર લગભગ સો વરસની હોય એમ જોવાથી જણાતું હતું પણ શરીરનો બાંધો ઘણો મજબુત અને વીશાળ છાતી શોભતી હતી. કંઠમાં તુલસીની માળા મુકી રહેલી હતી; બન્યો કાંનમાં ત્રણ ત્રણ તુળસીની મણકાની લોલકો લટકતી હતી; બન્યો હાથના કાંડા ઉપર

તુળસીજ માળાના બાજુ બંધ હતા. અને બન્યોં ભુજદંડ ઉપર તુળસીના બેહેરખા ધારણ કરેલા હતા.

વિશાળ કપાળમાં ઉર્દ્ધપુંડ્ર તિલક ગોપીચંદનનું કરેલું હતું. સઘળુ શરીર રૂષ્ટપુષ્ટ અને નિરોગી હતું. બન્યો નેત્રની કીકી ગમે તેવા માણસના હ્રદયને આકર્ષણ કરે તેવી હતી, તેવા ભવ્ય શાસ્ત્રીની સાથે જે બે શિષ્યો હતા તે છેક ઠીંગણા અને શ્યામ વર્ણના અડદના રંગજેવા કાળા હતા; તેઓએ મજબુત કછોટ મારેલો છતાં તે ઉપર ઉવણા બાંધેલો હતો તે બંન્યો વિરકત વૃતિવાળા જાણે ખાખી કિંવા સાધુ હોય તેવા ખુલ્લા શરીરવાળા અને શ્યાંમ વર્ણ છતાં દેખાવમાં મનોહર કાંન્તીવાળા વૃકૃત્વ શક્તિમાં વિદ્યુત જેવા વેગવાળા શરીરે દ્રઢ અને પુષ્ટ હતા. સઘળાઓએ જયારે નગરમાં પ્રવેશ કર્યો ત્યારે તેમને જોઈને લોકોનાં ટોળે ટોળાં થવા લગ્યાં. પેલા બન્યો બટુક વેષવાળાઓને જોઇને અને કદાવર શાસ્ત્રીના અવર્ણનિય કાંતીને જોઇને વૃદ્ધશ્રીમંત વૈષ્ણવોની નજર તેઓ ઉપર તરતજ ગઇ, હજુ તેઓએ પોતાના ઉતારાને માટે પુછપરછ કરી નથી તે પેહેલાં તો તેમને જોઈને એક શ્રીમંત વૈષ્ણવ હાથ જોડીને શાસ્ત્રીના નિકટજ રસ્તામાં આવીને ઉભો રહો અને પુછવા લાગ્યો કે હે દ્વિજદેવ ! આપનું પધારવું કયાંથી થયું છે અને કયાં જવાની ઇચ્છા રાખી છે તેના ઉત્તરમાં શાસ્ત્રીએ જવાબ આપ્યો કે આ નગરમાંજ ચાતુર્માસ ગાળવાને માટે અને અધ્યાત્મક આદી વૈષ્ણવજનોને બોધ આપવાને માટે હું આવ્યો છું. માટે આ નગરમાં કોઈ ધર્મશાળા હોયતો કૃપા કરીને અમને બાતવશો.

શાસ્ત્રી માહારજની નમ્ર અને મિષ્ટ વાંણી સાંભળી સદ્ધાળુ શ્રીમાન વિષ્ણાવ ધનઢયે ઉત્તર આપ્યો કે અમારૂ એહેવું ધન્ય ભાગ્ય કાંહાંથી હોય કે આપના જેવા વિદ્વાન વૈષ્ણવના મુખથી જ્ઞાનામૃતધારાનું પાંન કરવા મળે ! હે પ્રભુ ! આપ ધર્મશાળામાં નિવાસ નહી કરતાં વીસહજાર માણસો આપની કથા શ્રવણ કરે તેવી વાડી મ્હેં મોટા મકાનવાળી અને વિશાળ ચોક મેંદાનવાળી બનાવી છે તેમાં

નિવાસ કરો. ચાલો હું એજ વાડીમાં આપને વિશ્રાંતી આપુ છું. એમ કહીને તે શાસ્ત્રી માહારાજને પેલો વૈષ્ણવ પોતાની વાડીમાં લઈ ગયો. અને તેમાં તે શાસ્ત્રી માહારાજને રેહેવાને ઉત્તમ સોઈ કરી આપી.

શાસ્ત્રી માહારાજે નગરમાં પ્રવેશ કર્યો તે વખતથીજ પેલા બન્યો બટુકને જોઈને અને શાસ્ત્રીને જોઇને હજારો લોકોને જે અજાયબી ઉત્પન્ન થઇ હતી તે અજાયબીની વાત સઘળા નગરમાં ફેલાઈ ગઈ. એટલુંજ નહી પણ તે નગરના માહા પરાક્રમી રાજાને કાંને પણ વાત ગઈ હતી તેથી તે માહારાજને જોવાને માટે તે વૈષ્ણવની વાડીમાં હજારો માણસોની હારાદોર થવા માંડી અને નગરના હજારો વૈષ્ણવ શ્રીમાન માણસોનું મન તે શાસ્ત્રી માહારાજ ઉપર ઘણુંજ આકર્ષાવા લાગ્યું. જેમાં હવે તે માહારાજના મુખથી કથા સંભળવાને શરુવાતીનો દિવશ નિર્ણય કરવા લાગ્યા. પછી તે નક્કી કરીને નગરનાં વૈષ્ણવોમાં ધર્મધુરંધર દ્રવ્યવાન પાંચ માણસો ભેગા થઈને શાસ્ત્રી માહારાજના ચરણમાં નમસ્કાર કર્યો પછી કહેવા લાગ્યા કે હે માહારાજ! હવે આપ કૃપા કરીને કથાનો આરંભ કરો અને અમારા કાંનને અને હૃદયને પવિત્ર કરો.

શાસ્ત્રીબાવા પ્રસન્ન થઇને કહેવા લાગ્યા કે શ્રોતા (સાંભળનારાઓની) જ્યારે એકાગ્રવૃત્તિ હોય છે ત્યારેજ સંભળાવનારને ઉચ્છાહ થાય છે. માટે જો કે તમારે કથા સાંભળવી હોયતો કોઇની સાથે એક શબ્દ પણ વાતચીત માટે વાપરવો નહીં. જેવી રીતે ચકોરપક્ષી ચંદ્રના સામ્હે એકજ દ્રષ્ટીથી જોઈ રહે છે તથા જેવી રીતે કુમુદિની પ્રફુલ્લ થાય છે તેવી રીતે અચળ લક્ષ સાંભળવામાં તમારાથી રહી શકે એમ હોયતોજ હું કથાનો આરંભ કરૂ, જો તમે સમગ્ર સાંભળનારાઓમાંથી કોઇનું પણ લક્ષ આમ તેમ ભટકતું મારા જાણવામાં આવશે તો હું તે ચાલતી કથાને બંધ કરી નાંખીશ, માટે આ પ્રમાણે તમે તમામની વૃત્તિ હોયતોજ સાંભળવાની ઇચ્છા રાખો.

સમગ્ર પંચ માણુસોએ ઉત્તર આપ્યો કે ધન્ય પ્રભુ ! હે માહારાજા ! અમે વઈષ્ણુ સંપ્રદાયના વૃદ્ધ માંણુસો સરાસરી પાંચહજાર મળીને સાંભળવાની ઇચ્છા રાખીયે છીએ તે તમામ પાંચ હજાર અમારા જેવા વૃદ્ધ છે. વળી તેમના દીકરા વીગરે વ્યાપારનો બોજ માથે ઉપાડી લીધો છે તેથી આખો દીવસ માળા ફેરવવામાં અને આમ તેમ નાહક હરવા ફરવામાં વખત ગાળીયે છીએ, તેવા અમે સઘળા સંપુર્ણ શ્રદ્ધાથી કથા શ્રવણ કરવાની ઇચ્છા રાખીયે છીએ અમારે સંસારીક ઉપાધી જરાએ જંજાળ નથી. માત્ર ભુખ લાગે ત્યારે ખાઇને બેસી રહીયે છીએ સબબ એવી સ્થિતિવાળા હાલ તુરતને માટે પાંચહજાર શ્રોતાઓ હાજર છીએ, હે ભુદેવ! આપની મિષ્ટવાંણીને વશ થએલા ઉદ્યોગી માણુસો પણ પોતાના ઉદ્યોગ ઉપર પરવા નહી રાખતાં આપના પવિત્ર ચરણકમળમાં આવીને હાજર થશે, માટે કોઇપણ પ્રકારની શંકા નહી લાવતાં અમે તૃષાતુર શ્રોતાઓને જ્ઞાન બોધામૃતનું છેદન કરીને પવિત્ર કરો. અને અમારી જીજ્ઞાસા પુરી પારો એજ અમે અભિવંદન સાથે માગણી કરીએ છીએ. આ પ્રમાણે તે આવેલા સમગ્ર આગેવાન વૃદ્ધ વૈષ્ણુવોએ શાસ્ત્રી માહારાજને વિનંતી કરી; તે શાસ્ત્રી માહારાજે સ્વીકારી. અને આવતે રોજ દસ વાગ્યા પછી કથાનો આરંભ કરવાનો નિશ્ચય કર્યો. દસથી તે છેક સાંઝ સુધી દરરોજનો નિયમ રાખ્યો. એટલે સઘળાઓ ભોજન કરીને નિવૃત વૃતિથી સાંભળવાને આવી શકે એવી ગોઠવણ રાખી.

સઘળા શ્રોતાઓને બેસવાની સવડ માટે મોટી મોટી જાજમો પાથરવામાં આવી, અને મધ્યસ્થળમાં ઉંચુ આસન એવુ ગોઠવ્યું હતું કે તે વ્યાસ માહારાજ તરફ સઘળાંઓની દ્રષ્ટિ જઈ શકે. તે વ્યાસની ડાબી અને જમણી બાજુએ પેલા બન્યો બટુકને બેસવાની યોગવાઈ રચી; અને વચમાં મોટા તિસ્તારવાળો જે ચોક હતો તે ઉપર ગલીચા ગાદી અને જાજમથી શોભાયુક્ત કર્યો:-શાસ્ત્રી માહારાજને માટે એક રસોઇયો નગરમાંથી બોલાવીને માહાજનોએ નોકર તરીકે રાખ્યો. અને એક વિસ્તારવાળા ઓરડામાં મો-

દીને ત્યાંથી પરભાર્યો ઉપાડ કરીને જોઇયે તેટલો સામાન ભર્યો. વાસણ કુસણ વીગેરેની જેવી જોઇએ તેવી સોઈ ગોઠવી દીધી. આ પ્રમાણે માહાજનોએ તજવીજ કરી, પછી તે વિશાળનગરમાં વૃદ્ધ વૈષ્ણવ સમગ્રને પેલા મહાજનોએ ખબર આપી તેથી તે પાંચહજાર વૃદ્ધ વૈષ્ણવો ઘણાજ ખુશિ થતા કથાશ્રવણને માટે ઉમેદવાર બની ગયા; પ્રાતઃકાળ થતાંજ તેઓ દસ વાગ્યાની અંદર ભોજનથી અટપી રહ્યા. અને તે સઘળા મોટા જથા સાથે પેલા શાસ્ત્રી માહારાજની વાડીમાં પ્રવેશ કર્યો:–આ વખતે શાસ્ત્રી માહારાજ તઈયાર થઇને શણગારેલા ઉંચા આસન ઉપર બેઠા હતા; અને તે આસનથી જરાક નીચા આસનો ઉપર પેલા બન્યો બટુક ખુલ્લે બદનથી પદ્માસન લગાવીને નાભી ઉ-ઉપર દ્રષ્ટિ કરીને અને હાથમાં તુલસીની માળા લઇને મંત્રનો ઉચ્ચાર કરતા થકા બેઠેલા હતા. શાસ્ત્રી માહારાજ આગળ એક હાથ ઉંચી વીસ્તારવાળી પોથી ગોઠવાયલી હતી; આ વખતે તમામ પાંચ હજાર માણસો ડાંબી જમણી બાજુએ હારબંધ બેઠેલા હતા. અને મધ્યભાગમાં આવવા જવાને માર્ગ રાખ્યો હતો; તોપણ ઘણા વીસ્તારવાળા માણસોને લીધે છેવટ બેઠેલા માણસોના મનમાં એવી શંકા આવી કે ભલે કદી કોઈપણ માણસ એકપણ શબ્દ બોલ્યા વિના શાંતપણે બેશી રહેશે ! તોપણ આટલે બધે દુર બેઠેલા છેવટ ભાગમાં શી રીતે શબ્દ સંભળાશે ! આહાવી શંકાવાળાઓ છેવટના ભાગવાળા પોતાના મનમાં મુંઝાવા લાગ્યા, તોપણ હવે કેમ થાય છે તે જાણવાને તેઓ ઇંતેજાર રહ્યા.

આ તરફ કથાનો આરંભ થવા માંડયો અને મંગળાચરણના શ્લોકનો શાસ્ત્રી માહારાજે ઉચ્ચાર કર્યો. તે ઉચ્ચારની ધ્વનિ બસે બસે કદમ દુર છેવટે બેઠેલા માણસોના કાનમાં એવી તો અથડાવા લાગી કે જાણે છેક નજીક બેઠેલો માણસ બોલતો હોય અને સ્પષ્ટ સમજાતું હોય તેવી રીતે નજીક અને ઘણે દુર બેઠેલાઓને શબ્દ ધ્વનિનો સરખો

રીતે લાભ મળવા માંડયો. આહાવો ચમત્કાર શરૂવાતમાંજ જોઈને સર્વે માણસોના હૃદયમાં ઘણુંજ આશ્ચર્ય લાગ્યું, તેથી તે સાથે ધન્ય પ્રભુ ! ધન્ય પ્રભુ ! એવો શબ્દ શ્રોતાઓના તરફથી નિકળ્યો.

વ્યાસજી માહારાજે આરંભમાંજ વઈષ્ણુવ ભકતો કોહોને કેહેવા ! અને તેમનામાં કેવા ગુણ હોવા જોઈએ ! તેનું વિવેચન યથાર્થ કર્યું. તે સાંભળીને સઘળા વઈષ્ણવોનું હૃદય પરમ આનંદમાંજ મગ્ન થયું. જેવી રીતે મિષ્ટ આંબાના રસને માટે તૃપ્તી થતી નથી તથા જેવી રીતે હાસ્યરસ ઉપર અરૂચી થતી નથી તેવી રીતે સાક્ષાત વિદ્વાન શાસ્ત્રી વ્યાસ માહારાજના મુખમાંથી નીકળેલી વાણી વારંવાર સાંભળવાને સઘળાઓ આશાતુરં થયાં.

વિવેક, વિરાગ, અને વિરક્તવ્રતિનું હાબેહુબ ચીત્ર બતાવ્યું તે સાથે સત્વગુણ પ્રાધાન્ય વઈષ્ણવ હોવો જોઇએ અને વિવેક, દયા, ક્ષમા, આર્જવ, નિરાભિમાન, ઉદારતા, પરોપકાર, પરાઈ પીડા જાણવાની શક્તી, રાગદ્વેશ રહિત મન, સમદ્રષ્ટિ, અને સત્ય ધર્મના તત્વને જાણવાની જીજ્ઞાસા વાળોજ વઇષ્ણવ કહેવાય છે તે સંબંધી અનેક દ્રષ્ટાંત સિદ્ધાંત સાથે વઇષ્ણવોના ધર્મનું પ્રતિપાદન કર્યું. તે સમગ્ર વિષયનું અમૃતતુલ્ય પાન કરનારા શ્રોતાજનો ઘણોજ સંતોષ પામ્યા, આ વખતે એક મુસલમાન ફકીર તે વાડીની અંદર સાંભળવા બેઠેલા પાંચ હજાર શ્રોતાઓથી દુર બેઠો બેઠો સાંભળ્યાં કરતો હતો. તેણે વ્યાસ શાસ્રીના મુખથી નિષ્પક્ષ વિષય જ્યારથી સાંભળવા માંડયો ત્યારથી તેને ઘણુંજ સારૂં લાગ્યું અને પોતાની જાતીના મુસલમાનોને આ અમૃત જેવો લાભ આપવાને અને બીજા ફકીરોને આ વ્યાસ મુખથી સદ્બોધામૃતનું પાન કરાવવાને ઉમંગી બની ગયો અને ધન્યવાદ આપવા લાગ્યો કે હિંદની અંદર જે તત્વજ્ઞાનીયો છે તેવા તત્વજ્ઞાનીયો ઇતર દેશમાં નથી એમ ધારીને કથાશ્રવણનો પીપાસી બની ગએલો ફકીર છેક સાંઝરે જ્યારે કથા બંધ કરી તે વખતે દુરથી

પોતાના બંન્યો હાથ ઉંચા કરીને જાણે હું કાંઇ આપને કહે વાની ઇચ્છા રાખુછું એવું મુખ બતાવીને આજ્ઞા વીના હીંદુ ધર્મના જલસામાં હું શી રીતે આવું એમ ઇચ્છા જણાવી.

તેવી ઇચ્છાવાળા ફકીરની આરત દુરથી જોઇને વિદ્વાન વ્યાસજીએ પોતાની પાસે બેઠેલા ધનાઢય સદગ્રહસ્થ શેઠને કહ્યું કે પેલો ફકીર છે તેને અહિયાં છેક નીકટ બોલાવો. તે કંઈક કહેવાની ઇચ્છા રાખે છે.

તે વખતે સંકુચિત થએલા મનવાળા ગ્રહસ્થે વ્યાસ પ્રત્યે કહ્યું કે હે મહારાજ ! તે તો મુસલમાન છે માટે તેને સ્પર્શ કરવાથી અપવીત્ર બની જઇએ, વળિ આ પવિત્ર કથા સમાજમાં તેને વચ્ચેવચ આપની પાસે બોલાવવાથી યોગ્ય દેખાશે નહીં.

વ્યાસજીએ પ્રસન્ન વદનથી કહ્યું કે મનુષ્યજાતી માત્ર એકજ છે. જગતમાં ભરપુર રહેનાર પરબ્રહ્મ પરમાત્મા સર્વમાં એકરસ અખંડરીતે નિવાસ કરનાર કોઇને જાતી ભેદ જાણતો નથી, મ્હે પ્રથમ વૈષ્ણવોનોજ ધર્મ જણાવ્યો છે તેમાં વિવેક, સદ્વૃતિ અને તત્વના સત્યપણાનો અનુભવ વીગેરેનું વર્ણન કર્યું છે તેમાં મુખ્ય જેનું ન્હદય વિકાર રહિત સ્વચ્છ અને તત્વના મુખ્ય રહસ્યને જાણવાવાળુ મુમુક્ષુ છે તે પરમ પવિત્રજ છે. મુસલમાન કાંઇ અપવિત્ર નથી અને વઇષ્ણવ કાંઇ પવિત્ર નથી, પવિત્ર જ્યારે મન હોય છે ત્યારેજ તેનું શરીર પવિત્ર થાય છે પછી ગમે તે સંકુલીત મિથ્યા જાતિનો જે ઢોંગ માથે વહોરવામાં આવે છે તે તમામ ખોટુ છે. તે ફકીર પવિત્ર છે સુકો ટુકડો ખાઇને પરમેશ્વરનું ભજન કરે છે. તે હિંદુ અને મુસલમાન વચ્ચેનો કાંઈ રાગદ્વેશ રાખતો નથી, તો પછી તે સદાને માટે પવિત્રજ છે.

વ્યાસજીની પક્ષરહિત વાણી સાંભળીને સરવે વઇષ્ણવોના મનમાં હદથી જાદે સંતોષ થયો અને પેલા મુસલમાન ફકીરનું કાંડુ પકડી માનપુરવક એક વઇષ્ણવે વ્યાસ-

જીની સન્મુખ તેને ઉભો રાખ્યો. એટલે તે ફકીરે બિંદગી કરીને પોતાની ઇચ્છા જણાવી કે આપના મુખમાંથી નીકળતી કથા સાંભળવાને અમારી જાતના કેટલાક ફકીર અને કેટલાક મુસલમાન ભકતો ઇચ્છા રાખે છે તેટલા માટે આપની આજ્ઞા હોય તો અમે સાંભળવાને માટે આવીએ. ફકીરનું વચન સાંભળીને વ્યાસજીએ તે સમગ્રને આવવાને પરવાનગી આપી પછી વ્યાસજીએ માહાજન મંડલને આજ્ઞા આપી કે આ વાડીમાં છ હજાર માણુસથી વિશેષ માણુસનો સમાસ થાય એવો નથી માટે નગર બાહેર મોટા મેદાનમાં દસ હાથ ઉંચો ચોતરો ચણાવો અને તે ઉપર માહારી બેઠક થાય તેવું કરો, કેમકે કથા સાંભળવા ને ઇચ્છા રાખનારાઓ પચીસ હજાર કરતાં પણ વિશેષ આવશે જેમાં હીંદુ, મુસલમાન પારસી વીગેરે તમામને સરખો લાભ મળે એમ થવું જોઇએ. વ્યાસજી માહારાજની આજ્ઞા થતાંજ એજ રાત્રીએ પંદર વીસ કડીઆઓને બોલાવીને એક રાત્રીમાં દશ હાથની બેઠક ચણાવીને તઇયાર કરી નંખાવી અને બીજા દીવસે તમામ તઇયાર થએલુ જોવામાં આવ્યું.

સઘળા શેહેરમાં વ્યાસજીની વિદ્વતા માટે વાત ફેલાઇ ગઇ. તેથી કરીને સઘળી જાતના લોકો પોતપોતાની બગલમાં બેસવાને માટે સાદડી પકડી પકડીને મેદાનમાં બેસવા લાગ્યા. ધાર્યા કરતા બમણી સંખ્યાના માણુસો એટલે પચાસ હજારના સુમારે જાણે મોટુ લશ્કર કે છાવણી હોય તેમ જોવામાં આવ્યુ. ઢોલ ઉપર ડંકો વગાડે તોપણ છેવટ સંભળાય નહી તેવા વિસ્તારથી સઘળાઓ ગુપચુપ બેસી ગયા હતા. અને વ્યાસજીના મુખમાંથી નિકળતા શબ્દો સરવેના કાનમાં સરખી રીતે અવાજથી પ્રવેશ કરે છે એ મહીમાને જોવાને અને નિર્પક્ષ બોધ સાંભળવાને સઘળાઓ આતુર બનિ ગએલા હતા, વિશાળનગરના મહાન ચક્રવર્તિ રાજાના કાનમાં આ અદ્દભુત જલશો જાણવામાં આવ્યાથી તે પણ પોતાના સેંકડો સામંતો સાથે મોટા આડંબરથી આવી પોહોચ્યા. જેથી તેમને બેસવાની સોઇ વ્યાસજીના નજીક થવામાં આવી. એકંદર પચાસ હજાર માણુસની ગિરદ્દ મોઢ-

વાઈ હતિ પણ સઘળાઓ કેવળ શાન્ત થઈને બેઠા હતા તે વખતે ખડખડાટ કરતો રૂપીયાનો રણકો સ્પષ્ટ રીતે સંભળાય તેવી ગોઠવણ હતી. આ વખતે ઉંચા આસન ઉપર વિરાજમાન થએલા વ્યાસજીએ જગતની ઉત્પતીનું વર્ણન શરૂ કરવા માંડ્યું; જેમાં મહાકાશ તત્વમાંથી બીજા તત્વોની ઉત્પતી બતાવતાં તે સમગ્ર પ્રકૃતિનું કાર્ય સંપાદન કર્યું; અને જગતની ઉત્પતીમાં સત્તાનું આરોપણ કરીને એક રસ બ્રહ્મના પરીબળમાં માનવ જાતી માત્ર એકજ છે. એવું નિર્ણય કરી બતાવ્યું. આત્મા સર્વમાં સમભાવે રહેલો છતાં તેને જ્ઞાનરૂપી નેત્રથી જોવાની શકતી તત્વ ચિંતકોના અનુભવ પ્રમાણમાં રાખી, કાળે કરીને અજ્ઞાન આવર્ણને લીધે જાતીભેદ અને મતભેદ બતાવતાં શુદ્ધ -હૃદયની જેનામાં બલિહારી છે તેજ પવિત્ર છે એવુ કારણ સ્થાપ્યું; ત્રણગુણમાં સત્વગુણને શ્રેષ્ટ માનીને તે સત્વગુણની મર્યાદામાં રહેલા વિવેકી જ્ઞાનીયોના માટે વ્યાસજીએ ઉતમ અભિપ્રાય આપ્યો; જગતનીયંતા સર્વમાં નિવાસ કરનારો એક અને અદ્વિતિય છે માટે સરવેજનોએ અધ્યાત્મ જ્ઞાનમાર્ગે શરીરમાં નિવાસ કરનાર આત્માને અને વિકારને ઓળખવાને માર્ગ બતાવ્યા, રાજસ અને તમારી પ્રકૃતિયોથી થતિ વિકૃતિ માટે જેમ લોખંડને લોખંડ કાપે છે તેવી રીતે તેવાઓને ભયમાં નાંખવાને અને શાશન ચક્રમાં નાંખવાને તથા સન્માર્ગ ઉપર લાવવાને રાજાઓનું પ્રગટ થવું મહાનતત્વવેત્તા બ્રાહ્મણોની આજ્ઞાથી થયુછે એવું પ્રતિપાદન કર્યું; અને હિંદમાં પૂર્વે થએલા તત્વજ્ઞાનીયો રાજયોગવડે કરીને શ્રેષ્ટ કહેવાય છે એના માટે મહર્ષિ વસિષ્ટના જ્ઞાન માટે રામચંદજી પ્રત્યે થએલા બોધનો દાખલો બતાવ્યો, અને હઠયોગ માટે કોણ અધિકારી છે તેનાં સર્વત્ર યોગ્ય કારણો બતાવ્યાં. તે કારણોમાં પ્રાણને રોધવામાં શું ફળ છે એના માટે મહર્ષિ પાતાંજલ મુનિના વિચારને વ્યાસજીએ ટેકો આપ્યો.

આ પ્રમાણે વ્યાસજી માહારાજ મેઘની માફક સ્વર કાઢીને ગંભીર વાંણીવડે કરીને બોલે છે તે બોલ ઉપર જ્ઞાનમાં અને સઘળા ઉતમ રહસ્યમાં અને તે રસમાં લીન થઇ

ગએલા હિંદુ અને મુસલમાન વર્ગ છેક તલ્લીન થઇ રહેલા હતા. ક્ષણમાત્ર પણ દરેકજણ પોતાનાં ચક્ષુ બીજી જગોએ નહી ફેરવતાં ત્રાટકયોગ દ્રષ્ટિની માફક વ્યાસજીના સાહામે જોવા લાગ્યા; અને તે માહાત્મા હવે ફરી ફરી શું કહે છે તે સાંભળવાને આતુર બની રહેલા હતા. વિશાળ નગરનો રાજા ચક્રવર્તિ પણ કેવળ જડસમાન બનિ ગએલો વ્યાસજીની વાંણીરૂપી અમૃતને વારંવાર પીવા લાગ્યો. આ વખતે પશુ જેવાં પ્રાણી જોકે ઢોર ઇત્યાદીક પણ કાંનમાંડીને જાણે સાંભળતાં હોય નહી! તેમ કાંઈ પણ વાગોળ્યાવીના સ્તબ્ધ થઇને બેશિ રહેલાં હતાં ઉદ્યોગી માણસોએ પોતાના ઉદ્યોગ કાર્ય-ઉપરથી વૃતિ ઉઠાવી લઇને ત્યાંથી નહીં ખસવાને નિશ્ચય કરી બેઠા, આહાવી સ્થીતીવાળા શ્રોતાજનો પોતાના ભાગ્યને વ્યાસજીના આંવવાથી ધન્યવાદ આપવા લાગ્યાં, આ પ્રમાણે દરરોજ કથાનો આરંભ થવા લાગ્યો અને તે વિસ્તિર્ણ મેદાનમાં દિનપર દિન માણસોનો વધારો થતો જોવામાં આવ્યો. જેથી કરીને તે વિશાળનગર બાહેર કદી પણ જોવામાં આવ્યો નહતો એવો રમણીય અને આનંદ બતાવનારો જલશો ગોઠવાઈ જતો દરરોજને માટે જોવામાં આવ્યો; અને નગરમાં મરદ અને સ્ત્રીયોના હૃદયમાં પવિત્ર વ્યાસજીની વિદ્વતા માટે ભક્તિભાવનો હેતુ પ્રગટ થયો. કે જેથી કેટલાક માણસો અને સ્રીયોએ એવો નીયમ લીધો હતો કે પ્રાતઃકાળમાં વ્યાસજીનું પ્રસન્ન મુખ જોઇને યાને દર્શન કરીને બીજુ કામ કરવું એમ ટેક લીધો હતો; એવા પવિત્ર માહાત્મા વ્યાસજીએ પોતાના પરાક્રમનો પ્રભાવ વિલાસનગરમાં બતાવ્યો અને તેઓના ઉદ્ધાર માટે દિન પ્રતિદિન ઉતમ સિક્ષણ આપવા લાગ્યા.

---

# પ્રકરણ ૫ મું

## મોહની જાળમાં ફસાવનારી સાધુડી.

જ્યારે વિલાસનગરમાં તમામ લોકોની શ્રદ્ધા, નિતિ, ધર્મ, દાન, ધ્યાન, અને અધ્યાત્મ જ્ઞાન પ્રાપ્ત કરવામાં સંપુર્ણ પ્રવૃત્ત થએલી હતી ત્યારે તેવા આનંદમય વિશાળનગરમાં જ્યાં ત્યાં તમામ લોકોમાં કેવળ ઉત્સાહ થઈ રહેલો હતો. તેવા આનંદજનક નગરમાં સફેત વસ્ત્ર ધારણ કરવાવાળી સાધુડીએ પ્રવેશ કર્યો. આ સાધુડીની ઉમર લગભગ સોળ વરસની હતી; તેનું અવર્ણનીય સ્વરૂપ એવું હતું કે તેને જોતાંજ ગમે તેવા વિરક્ત પ્રતિવાળા માણસને મોહ પ્રાપ્ત થયા વિના રહે નહી તો પછી બિચારા સંસાર સાગરમાં ગોથાં ખાનારા વિષય શક્ત પુરૂષોને માટે તો કહેવુંજ શું. જો કે તે સાધુડીએ ધવલ વસ્ત્ર અંગપર ધારણ કર્યું હતું. અર્થાત જેવી રીતે મરદ લંગોટ લગાવીને ધોતીયુ પહેરે છે તેમ પેહેરેલુ હતુ અને અંગ ઉપર મલમલનો સ્વચ્છ અને ઉતમ પ્રકારનો ઉપર્ણો ઓઢયો હતો તો પણ તેણીમાં જે કુદરતિ લાવણ્યતા અને સુંદિરતા રહેલી હતી તેથી કરીને તે કેવળ મોહની દેવી જેવી દેખાતી હતી. તેણીએ વિશાલ ભાલમાં ભસ્મથી ત્રિપુંડ ખેંચ્યું હતુ અને તે ત્રિપુંડના મધ્યભાગમાં ૐકાર પ્રણવમંત્ર ચંદનથી આળેકયો હતો. અને તે પ્રણવમંત્રના મધ્ય બિંદુમાં શ્રી અક્ષર કર્યો હતો; તેનું શરીર કુંદ પુષ્પના જેવું સફેત અને રકતથી ભરેલું હોવાથી ચંપાના પુષ્પના રંગની જોડે સરખામણી કરે તેવુ હતુ. જાણે તે પ્રત્યક્ષ ચંદ્રપ્રભા હોય, કિંવા જાણે સ્મશાનવાસી શંકર મહારાજને શોધવાને નીકળેલી પાર્વતી હોય એવી દેખાતી હતી; તેનું શરીર સુગંધિત પુષ્પોના મૃણાલ અને મકરંદ મિશ્રથી બનાવ્યું હોય તેવું મંજુલ હતુ એટલુંજ નહી પણ અમૃતના રીઝ

જેવું ધવલ દેખાતું હતું. તેણીના સુંદિર હોઠ નવયૌવનના પવનથી શોભા પામેલા સાગરમાંથી નીકળેલા તરંગ જેવા તથા પરવાળાના છોડ જેવા રાતા દેખાતા હતા; તેના તુંગ ગાલ શ્વેત અને સ્વચ્છ કાન્તીયુક્ત હોવાથી જાણે મદિરા રસ ભરેલી માંણીક્ય સુક્તિના સંપુટ જેવા હાસ કરતી વખતે ખાડા પડે તેવા દેખાતા હતા, તેની નાશિકા બન્યો નેત્રની લાવણ્યતાને મદદ આપે તેવી સ્થિરદીપકની જ્યોત જેવી હતી;

નેત્રની ચપળતા ખંજન પક્ષિના નેત્ર જેવી છતાં તે નેત્રની બલિહારી સમગ્ર મનુષ્યોના હૃદયને મોહ પ્રાપ્ત કરાવે તેવી હતી. એજ નેત્રની વાંકી ભ્રકુટીરૂપ ખેંચેલા કમાનમાં નેત્રની મોહજનક કીકીરૂપ બાણ સંધાન થએલુ મોહાન્ધ થએલા મનુષ્યોરૂપ પક્ષિયોને વેધી નાંખે તેવાં શરસંધાનરૂપ દેખાતાં હતાં. તેણીના બન્યો નિતંબ તુંગ થએલા માંસથી ભારે થએલાં ચાલતી વખતે હાલ્યાં કરતાં મનુષ્યોના હૃદયને હલાવી નાંખવાને શકતીવાન હતા:-કંચુકી પેહેર્યા વીનાના બન્યો તુંગ સ્તન પરિપક્વ થએલા બિલ્વ ફળ જેવાં કઠોર છતાં તે બન્યો સ્તન વચ્ચે ધવલસ્ફટિકની માળા જાણે હિમગીરીના શીખરને ભેદીને ગંગા ઘણા વેગથી નાભી સ્થાનરૂપ સમુદ્ર તરફ વહન કરતી હોય તેમ દેખાતું હતું જેણીના મસ્તક ઉપર પાર્વતી દેવાની આફક વાળનો ઉંચો અંબોડો તરૂણ બટુકયોગીની આફક બાંધેલો હતો તેંણીએ જમણા ખભા ઉપર મોટી ઝોળી ભરાવી હતી તે ઝોળી જાણે સદાશિવના અક્ષયપાત્ર જેવી, અને કલ્પતરૂ જેવી ચમત્કારિક હોય એમ કલ્પવામાં આવતું હતું; આ-હાવા વેશવાળી સલુણી અને રૂપ ગુણ લાવણ્યતાથી ભરપુર શોભા પામેલી જાણે સમાધીમાંથી જાગ્રત થએલા સદાશીવે કામદેવને બાળી નાંખ્યો હોવાથી કામદેવની વીરહ વેદનાને સહન કરતી અને તેને શોધવાને માટે નીકળેલી જાણે સાક્ષાત રતી હોય તેવી મોહક સાધુડીએ વિલાસનગરમાં પ્રવેશ કર્યો. પ્રવેશ કરતાની સાથેજ અલખ, અલખ, એવો શબ્દ ઉચ્ચાર કરતી, સરીયામ માર્ગે ચાલવા લાગી,

અને તે મોહનિ સાધુડીને જોઇને નગરના માણુસોની દૃષ્ટિ તેણી તરફ ખેંચાઇ; કેટલાકતો તેંણીને જોવાને માટે ઉભા રહ્યા, કેટલાક સ્વરૂપ અને રસિલો ચેહેરો જોવાની લાલસાવાળા જુવાનીઆઓ ઉતાવળે ઉતાવળે ચાલથી ચાલતા તેની પાછળ ચાલવા લાગ્યા. કેટલાક માણુસોનાં ટોળાં અને ઝોલાં તેંણીને જોવાને માટે ભેગાં થઈ ગયા; અને બલિહારી રૂપરંગને માનેલી સાધુડીને નીહાળીને તે સાધુડીના સાધુત્વપણા ઉપરથી વિશ્વાસ ઉઠાવવા લાગ્યા; કેટલાક લુચ્ચા અને ઉચકા જુવાનીઆઓ તેંણીનું શિયળવ્રત ભંગ કરવાની કોશિશનું સાધન જોવા ઉપર રેહેતાં ચીત્ર તુલ્ય પથરની માફક સજજડ થઈ ગયા; આ વખતે પ્રાતઃકાળમાં સાડાઆઠ ઘંટાનો સુમાર થયો હતો. તેથી પુષ્ટિમાર્ગના અધિકારી પવિત્ર વૈષ્ણવજનો શ્રી ઘનશ્યામજી અને નટવરલાલજી ઈત્યાદીકનાં દર્શન કરીને પવિત્ર મનવાળા શ્રીમાન અને ધનાઢ્યજનો પોતાના ઘર તરફ વળતા હતા. અને કેટલાક અતિ સત્વરથી દર્શન કરવા માટે દોડઅદોડા કરી રહેલા હતા. આહાવા સંઘટ્ટનમાં જેઓ વ્યાસજી મહારાજના હૃદયમાં પ્રિય થએલા પૂર્ણ શ્રદ્ધાવાળા મહાજનો હતા. તે મહાજન પૈકી એક ધનાઢ્ય મહાજન દર્શન કરીને પોતાના ઘર તરફ વળતો હતો તેણે પેલી મોહકારક ત્રિલોકને પણ વશ કરી નાંખે તેવી ત્રિભંગ રંગીણી સાધુડીને જોઈ; અને તેની આજુબાજુ કેટલાક માણુસો તેંણીને નીહાળવાને જેમ પુષ્પ પાછળ ભમરાઓ સમુહ અથડાય છે તેમ લોકોને જોયાં તે જોઈ અને તે વિવેકી મહાજને તે સાધુડીને નમસ્કાર કર્યો. તે જોઇને સાધુડીએ તે મહાજનને "બેટા આનંદમાં રહો" એવો શબ્દ કહીને આશિર્વાદ આપ્યો; પછી કહેવા લાગી કે હે ભાગ્યશાળી ! આ દુનિયાનામાં અન્નદાન સમાન બીજુ કોઈ દાન નથી માટે તારી શ્રદ્ધામાં આવે તે પ્રમાણે અને ક્ષુધા તૃપ્ત કરવાને માટે ભોજનનું આમંત્રણ આપ્ય.

સાધુડીનું વચન સાંભળીને તે સેઠીયાએ ઘણા ભાવથી પોતાને ઘેર તે સાધુડીને લઈ ગયો અને તેંણીને સન્માન સાથે બેસવાને આસન આપ્યું. થોડીકવાર થઈ એટલે રસોઇ તઇયાર થયાની વરધી મળી;–સેઠજીએ હાથ જોડીને તે બા-

ઇને બેસવાને માટે પાટલો અને થાળી તથા વાડકીયો ગોઠવી તે જોઇને સાધુડીએ શેઠને ઉત્તર આપ્યો કે હે શેઠ ! હું કોઈના ઘરનું વાસણ કિંવા પત્રાળુ અને પાટલો કિંવા જળપાન કરવાનો લોટો ઉપયોગમાં લેતી નથી; જે જોઇએ તે બેસવાને માટે વીગેરે અને વાસણ વીગેરે જે કાંઈ જોઇએ તે સમગ્ર સાથનો માહારી પાસે છે. એમ કહીને તે સાધુડીએ પોતાની ઝોળીમાં હાથ ઘાલીને મોટો પાટલો સોનાનો કાઢયો તે શિવાય સોનાનો ટાટ, સોનાની સાત આઠ વાડકીયો અને સોનાનો લોટો તથા પંચપાત્ર વીગેરે પોતાના આગળ ગોઠવીને બેઠી; આ તમાસો જોઇને તે શેઠ અને તેના ચાર પુત્રો ઘણુંજ આશ્ચર્ય પામ્યા. પછી તે વાસણમાં પકવાન ઈત્યાદીક અને શાક તથા ભાત વિગેરે ગોઠવીને સાધુડીને યથાસ્થિત ભોજન કરાવ્યું તે સાધુડી ભોજન કરી રહી ત્યાં સુધી પેલો શેઠ અને તેના પાંચ પુત્રો ચિકિત્સા જોવા સારૂ બેઠા રહ્યાં; સાધુડી ભોજન કરી રહી અને હાથ ધોઇને પેલાં વાસણ ત્યાનાં ત્યાંજ પડતાં મુકીને ઉભી થઈ, પછી શેઠને આશિર્વાદ દઇને ચાલવા લાગી; તે વખતે હાથ જોડીને શેઠ અને પેલા પાંચ પુત્રોએ કહ્યું કે હે માતાજી ! આ સુવર્ણનાં વાસણ તમે તમારી ઝોળીમાં નાંખીને પાછાંલેઈ જાએ તેના ઉત્તરમાં તે સાધુડીએ જવાબ આપ્યો કે હું જેને ત્યાં ભોજન કરૂ છું ત્યાંજ મારા વાસણ મુકીને ચાલી જાઉ છું હવે તે વાસણો માહારા ઉપયોગનાં નથી; અમુલ્ય વસ્તુઓને ફેંકીને ચાલી જનારી, અને કોઈ મહા સિદ્ધિને જાણનારી દેવી હશે કિંવા કોણ હશે ! તેવી કલ્પના જાળમાં અને અમુલ્ય દ્રવ્યના મોહ પાશમાં આવી ગએલા બનિ જઇને તે શેઠ અને ચાર પુત્રોએ તે સાધુડી પ્રત્યે નમ્રતાથી કહેવા લાગ્યા કે હે માતાજી ! તમે કૃપા કરીને અમારા વાસમાં નિરંતર રહો; અને અમને પવિત્ર કરો. અમે તન મન અને ધનથી આપની શેવા કરવાને ઇચ્છા રાખીયે છીએ. આ પ્રમાણે સાંભળીને તે સાધુડીએ ઉત્તર આપ્યો કે હે શેઠ ! હું દરરોજ એકજ ઘરનું અન્ન ખાતી નથી હવે આવતી કાલે જયાં અન્નજળ હશે ત્યાં ભોજન લઇશ; યદપી કોઇપણ ઠેકાણે એકજ જગોએ હું ટકતી નથી; માટે હવે હું પરાધિન નહિ રહેતાં હું માહારા મસ્તહાલમાં ચાલી જઈશ.

વૃદ્ધ વષ્ણુવ શેઠે ફરી પ્રશ્ન કર્યો કે હે માતાજી ! તમે શતરે ક્યાં નિવાસ કરશો ! કદાચ તમારે એકાન્ત સ્થળ જોયતો હોયતો આ અમારી હવેલીયોમાંનો કોઇપણ ભાગ તમોને રહેવાને માટે આપી શકીશું અમે તમારા કાર્યમાં કાંઇપણ દખલ કરવા ઇચ્છતા નથી. પણ તમારા તરફથી નિતીનાં બોધ વચન સાંભળીને અમારી કાયાનું કલ્યાણ કરીશું. હું તો હમણાંજ ભોજન કરીને મહાત્મા વ્યાસજી આવેલા છે તેમનાં અમૃત જેવાં વચન પ્રાશન કરવાને માટે જવાનો છું પણ હે માતાજી ! તમારા પરાક્રમનો પ્રભાવ અને તમારી અણીમાં સિદ્ધિ જોઇને હું તો છક્ક બની ગયોછું હેમાજી ! અમે તો તમારા ચરણ રજના શેવક છીએ માટે કૃપા કરીને અમારે ત્યાં રહીને સ્થાન પાવન કરશો તો મોટો ઉપકાર માનીશ.

સાધુડીએ મંદહાસથી ઉતર આપ્યો કે હે વ્રદ્ધ શેઠ ! તમને કથા સંભલાવનાર વ્યાસ જેવી હું નથી. માહારી યોગ સાધના અને મારૂં નિત્યકર્મ વિચિત્ર છે. હું કોઈની પણ દ્રષ્ટિમાં રહી શકુ એમ નથી. માત્ર જ્યારે મને ભુખ લાગશે ત્યારેજ હુ નગરમાં ગમે તેને મળીને મારા પેટનું પોશણ કરીને કોઈ દેવાલય ભણી ચાલી જઇશ. પણ નગરમાં કોઇને ત્યાં સ્થિર રેહેનાર નથી. ચાલો હવે બસ થયું તમે સુખી રહો. એમ કહીને તે સાધુડી પેલા શ્રીમાન મહાજનના ઘરમાંથી બાહેર નીકળી પડી અને સુવર્ણનાં દસ પંદર હજાર રૂપીયાનો માલ પડતો મુકીને ગઈ.

પૈશા કોકોને ખોટો લાગે ! પૈશા કોહોનું મન ડગાવતું નથી ! અડધો ઘટીકામાં વીસહજાર રૂપીઆનો માલ પેલી માતાજી મુકી ગઇ તે જોઈને પેલા વ્રદ્ધ શેઠનું હૃદય ઉથલપાથલ થવા લાગ્યું. તે સાથે પેલા ચાર છોકરાઓ જે કે દ્રવ્ય ઉપારજીત કરવામાં ઘણી મહેનત કરતા હતા તે જુવાન છોકરાઓનાં મન પીગલી ગયાં પણ કેમ કરવું ! તેના માટે કોઇ માર્ગ સુઝયો નહીં. તે માતાજી આપણે ઘેર નિરંતર રહે તો કરોડો રૂપીયાનો માલ બે મહીનામાં ઉત્પન્ન થાય તેવો છે એવી વારંવાર વીચારની સંકલ્પના-

થી મોહરૂપી જાળમાં ફસાવા લાગ્યા. અને તે સાથે ડોસો પણ તણાવા લાગ્યો. વૃદ્ધ ડોસાનુ મન જે દરરોજ કથાશ્રવણ કરવાને ઉમંગી હતું તે ઉમંગ આછે માતાજીને જોઈને અને દ્રવ્યલાભથી વાદળની પેઠે ઉડી ગયો અને તે માતાજીને આ તરફ કોઈ તતબીરથી કે કાલાવાલાથી ખેંચી લાવવાની યુકિત પ્રયુકિત ઘડવામાં ગુંથાવા લાગ્યો; અને વિકળ મતિવાળો બનેલો જેમ બને તેમ ઉતાવળ કરીને કથાશ્રવણ કરવાના સ્થાન ભણી વ્યાસજી માહારાજ તરફ ચાલ્યો ગયો અને મહા પરાક્રમી અને અદ્દભુત કાર્ય કરવાવાળી માતાજીને ફકત એકજવાર ભોજનનું આમંત્રણ કરવામાં પદ્દરહજારના સુવર્ણનાં વાસણોનો લાભ મળી જાય છે એવી વાત પોતાનાં સુ-હૃદ મિત્રો અને સરખા સેઠીયાઓને જણાવવાને ઘણા વેગથી તે ચાલવા લાગ્યો. અને તે શેઠના છોકરાઓ પણ વસ્ત્ર પરીધાન કરીને પેલી માતાજી હવે કયાં ગઈ ! અને કયાં છે ! તેની શોધ કરવાને માટે બાહેર નીકળી પડયા.

આ તરફ વેદવ્યાસના કરતાં પણ હજાર દરજ્જે મહા વિદ્વાન વ્યાસજી માહારાજની વાણીનો વિલાસ સાંભળવાને હલિલખ માણસો ભેગા થયા હતા. અને તેમાં દરરોજના નિયમ પ્રમાણે તે વિશાળનગરનો ચક્રવર્તિ રાજા પણ પોતાના સામંતો સાથે કથા શ્રવણ કરવાને માટે આવ્યો હતો; જેમાં નિત્યક્રમ પ્રમાણે કથાની શરૂવાત થવા માંડી હતી—

ત્યારે બીજી તરફ સાહુડી દેવી એક દીવસમાં દસ જગોએ પ્રથક પ્રથક સ્થળે ભોજન લેતી છતાં હજારો રૂપીયાનો માલ સુવર્ણની વાસણોના બક્ષિસ કરવાલાગી તેથીકરીને હૈનવિજળીના વેગથી પણ વધારે વેગયુક્ત તે માતાજીના તરફથી મળતા અલભ્ય લાભની વાત એકજ દિવસમાં ફેલાઈ ગઈ. આખુ નગર તલપાપડ બની ગયું. અને માતાજીનાં ચર્ણાવિંદમાં હાજર રહેવાને લોકોનો ઉપરા ઉપરી અસંખ્ય થોક સંખ્યા વધવા માંડી; આ વાત વ્યાસજીના કથાસ્થાનમાં તમામના કાનમાં ફેલાઈ ગઈ. વાત ફેલાતાંજ વીજળીના વેગની માફક સઘળા પુરૂષોના હૃદયમાં લક્ષ્મીનો

લોભ પસરાઈ ગયો. અને તે સ્થાનમાંથી જેમ પતંગીયાં ઉડી ઉડીને પ્રકાશ આપનાર દીપક તરફ ઉડવાને હોડમ દોડા કરે છે તે પ્રમાણે પચાસ હજાર માણસો જે કથા શ્રવણ કરવાને બેઠા હતા તેમાંથી બધાઓ ઉઠી ઉઠીને ચાલવા લાગ્યા; વિશાળનગરનો ચક્રવર્તિ રાજા પણ પોતાના સામંતો સહવર્તમાં પેલી માતાજી કોણ છે ! તેનાં દર્શણ કરવાની ઇચ્છાએ અને અલભ્ય લાભ શિ રીતે પ્રાપ્ત થાય છે અને અમુલ્ય સુવર્ણ વાસણો રૂડી રીતે બક્ષીસ કરે છે તે જાણવાને અને ઉતમલાભ મેળવવાની જીજ્ઞાસાથી લોભમાં પડેલો તુરત ઉઠીને પોતાના રાજય મંદિર તરફ ચાલવા લાગો. અને સામંતોને આજ્ઞા આપી કે તે પરાક્રમિ દેવીને નમ્રતાપુર્વક આપણે ઘેર ભોજન આપવાનું આમંત્રણ જરૂર કરવું. એવી સખત આજ્ઞાને આપીને મોટી આશાવાળો બનેલો રાજમંદીર તરફ ગયો. વ્યાસજી માહારાજ પાસે માત્ર ચાલવાને અશક્ત તથા આંખે દેખી શકે નહી તેવા આંધળા અને વ્યાધીથી પીડા પામતા ઉભા થઇ શકે નહી તેવા રોગી માણસો સુમારે પંદરવીસના સુમારેજ બેઠા રહ્યા; આ તમસો જોઇને વ્યાસજીએ કથા ચાલતી બંધ કરી. અને પોતાની સન્મુખ બેઠેલા પંદરવીસ માણસો પૈકી એક આંધળો માહાજન જે કે ધનાઢય અને છેક વૃદ્ધ હતો તેના પ્રત્યે કહેવા લાગ્યા કે હે શેઠજી ! આજે શ્રોતાજનો ઘણા વિસ્તાર વાળા બેઠેલા હતા તે એકાએક ઉઠીને શા માટે ચાલતા થયા ! શું આ નગરમાં કાંઇ આફત આવી છે કે ! કે શું કાંઇ બીજા રાજાએ લુંટ ચલાવી છે કે શું ! દુંદસુદ્ધનો સમય જાગ્રોત થયો છે; કે શુ ! કાંઈ નવિત કુતુહલ પેદા થયુ છે, અરે ! અલભ્ય કથા શ્રવણ કરવારૂપ અમૃતનું પાન કરવુ મુકી દઇને સમસ્ત માણસો તથા આ નગરનો ચક્રાવર્તી રાજા જે કે મહાધર્માત્મા અને વિવેકયુક્ત છે તે પણ ચંચળવૃતિ ધારણ કરીને એકા એક મૌન બનિ ગએલો શા માટે ચાલતો થયો ! અરે ! અત્રે પચાસહજાર માણસો કથા શ્રવણ કરવા સારૂ બેઠેલા છતાં માત્ર પંદરવિસ માણસો જે કે કેવળ વ્યાધિસ્થ અપંગ અને અંધ સ્થિતિવાળાજ બેઠેલા છે તેનું શું કારણ છે !

પેલા આંધળા માહાજને જવાબ આવ્યો કે આમ થવાનું કારણ હજી બરોબર રીતે મારા જાણવામાં આવ્યું નથી. પણ આજ રાત્રીએ અત્રેના આગેવાન પંચ માહાજનોને મળીને આ બનાવ બન્યા વિશે ચોકસ ખુલાસો કરી લઇશ. અને તેઓને આપની પાસે લાવીને રજુ કરીશ. માટે તમે કોઇ પ્રકારે અમારા કમનસિબને માટે વિકળ વૃતિવાળા થતા નહી.

વ્યાસજીએ કહ્યું કે હાલ કથા ચલાવવી બંધ કરૂં છું અને પેલા આગેવાનોને મારી પાસે લાવો અને ખુલાસો લીધા પછી હું કથા શરૂવાત કહીશ;

એમ કહીને વ્યાસજીએ કથા કહેવી બંધ કરી અને મળેલા ઉતારા તરફ પોતે ચાલતા થયા.

## પ્રકરણ ૬ ઠું

### વ્યાસજી માહારાજનું અપમાન.

### અને

### માહાદેવી માતાજીનું માન.

જેમ સમુદ્રનું જળ ચંદ્રમાની સાથે પ્રેમપુર્વક ભેટવાને ભરતી રૂપે ઉંચે ચઢે છે તેમ વિલાસ નગર રૂપી સમુદ્ર જળ માતાજીરૂપ ચંદ્રને મળવાને માટે ભરતીરૂપ થઈ ગયું; ઘેર ઘેર અને દ્વાર દ્વાર તથા ઠામ ઠામ માતાજીનો મહિમા તુરતજ ફેલાઇ ગયો. દ્રવ્ય લોભમાં ફસાયલાના હૃદય તાલાવેલી જેવાં બની ગયાં. રાત્રીએ કોઈને નિદ્રા પણ આવતી નહોતી. એક તો માતાનો મોહક અને લાવણ્યમય ચેહેરો અને બીજું અખુટ દ્રવ્ય દવ્યની બક્ષીસી—પછી વાત શી કહેવાની રહી! તેવી મોહનિને આમંત્રણ દેવાને અને પેસો પ્રાપ્ત કરવાની કોણ ઈચ્છા રાખે નહી! સબબ વિલાસ નગરના શેઠીયા લોકો તે માતાજીને પાલખીમાં બેસારીને અને તેને ઉંચકવાને માટે લોક લોકોનું ભારવાહક કાંઇ

પણ શેઠીઆઓ કહેવા લાગ્યા. અને વારંવાર પોતાને ત્યાં આમંત્રણ દેવા લાગ્યા. તે દેવીની સરભરા કરવા માંજ પોતાનો વખત ગાળવા લાગ્યા—શ્રી વ્યાસજીએ મિથ્યા જગત અને સત્ય બ્રહ્મનું જે જ્ઞાન સમગ્ર પ્રજાને આપીને આનંદ વરશાવી દીધો હતો તે આનંદમય જ્ઞાન તો પક્ષીની માફક ઉડીને ફના થયું. પણ હવે તો કાંઈ જુદોજ રંગ સરવેના હૃદયમાં લાગી ગયો. અને તેવી શરભરા કરવાને માટે કેટલાક વૃદ્ધ શેઠીયાઓએ પોતાના છોકરાઓને કામ સોંપી દીધું અને વ્યાસ તરફ કથા સાંભળાને માટે તેવા માણસો નિવૃત પ્રતીથી નહી પણ વ્યાસજીને ખોટું લાગે નહી માટે થોડી થોડી વાર બેસીને બબે બોલ સાંભળવા એવો વિચાર કરીને કેટલુક વૃદ્ધ મહાજન મંડળ સુમારે બસે ત્રણસે માણસો હશે તેઓ સાંભળવાને માટે ગયા અને વ્યાસ આગળ નમસ્કાર કરીને ઉભા રહ્યા—પછી પેલી માતાજી આ નગરમાં આવી છે અને તે અલભ્ય લાભ આપે છે એ વીગેરે વાત વ્યાસજીને કહીને તે થોડા માણસો કથા સાંભળવાને માટે બેઠા; પણ ચીતની વૃત્તિ પેલી મોહની સ્વરૂપવાળી દ્રવ્યદાયક માતાજી તરફ રહેલી હતી. મનનો ધર્મ દરેકનો પલટાઇ ગયેલો હતો અને ફકત તન કથા શ્રવણ માટે હતું. વળી તે વૃદ્ધ મહાજનોનાં નેત્ર એકાગ્ર વૃતિદ્વારાએ વ્યાસજીના વાણીવિલાસ તરફ દ્રષ્ટિ રાખતાં હતાં તે નેત્ર ચપળ થયેલાં આમ તેમ આગળ પાછળ દ્રષ્ટી કરવાવાળાં બની ગયેલાં હતાં, વળી જે કાંન કથા શ્રવણને માટેજ સ્થિર રહેતાં હતાં તે કાન પેલી મોહની માતાજી અમુક સ્થળથી કોને ઘેર ગઇ અને બક્ષીસમાં શું આપી ગઈ! એ વાત સાંભળવાને અધીરા બની ગયાં હતાં—તેઓ વૃદ્ધ માણસની શ્રોતા તરીકે છેક થોડી સંખ્યા હતી છતાં તેમના હૃદયમાં વ્યાસની પુજ્ય સુરતી વીનષ્ટ થઇને પેલી મોહની માતાની સુરતી સ્થપાઇ ગઈ હતી, તેથી કરીને તે સમગ્રનો વીચાર અસ્થિર બની ગયેલો હતો. તેથી તેઓ જાણે તાણી તોશીને અને ખેંચાઇને બળાત્કારથી કથા સાંભળવાને આવ્યા હોય તેવા વ્યગ્ર વૃતિવાળા જોવામાં આવતા હતા. આહાવી સ્થિતીવાળા તે વૃદ્ધ શ્રોતાઓ બની ગયેલા

હતા તોપણ તેઓની પરીક્ષા લેવાને માટે અને તેઓનું મન એકાગ્રવૃતિ પક્ષમાં પાછું ખેંચવાને માટે વ્યાસજીએ કથા કહેવાનો આરંભ કર્યો.

થોડીકવાર થઇ એટલે એ મંડળમાં કોઇ બીજો માણસ ઉતાવળો ઉતાવળો આવી પોહોચેલો. એક વૃદ્ધ વૈષ્ણુવના કાનમાં કહેવા લાગ્યો કે માતાજી તમારે ત્યાં ભોજન કરવા પધારેલાં છે માટે આપના મોહોટા પુત્રે કહાવ્યું છે કે માતાજીના ચર્ણારવિંદમાં મસ્તક નમાવવા સારૂ તમારે આવવુંજ જોઇએ. આ પ્રમાણે તે વૃધ્ધના કાનમાં કહેવા લાગ્યો એટલે તુરતજ વ્યાસ માહારાજની દ્રષ્ટિ તે વૃધ્ધ ભણી ગઇ અને કહેવા લાગ્યા કે હે ભાઇ! તમે તમારી વૃતિને સ્થિર કેમ રાખતા નથી! તમે શું કહેતા હતા કે અમે એકાગ્રવૃત્તિથી કથા સાંભળીશું! તમે આમ છેક વ્યગ્રવૃતિવાળા કેમ બની ગયા છો! તમે તમારી જીંદગી મિથ્યા મોહપાસમાં શા માટે નાંખો છો! હવે તમારે શા માટે મિથ્યા જંજાળ જોઇએ! માટે વૃત્તિ સ્થિર રાખીને કથા સાંભળો! આ પ્રમાણે નેત્રની ભ્રગુટી ચઢાવીને વ્યાસજીએ પેલા ધનાઢય વૈષ્ણવને સિક્ષણ આપ્યું.

તે સાંભળીને દ્રવ્યની ઇચ્છા રાખનારો વિકળ વૃત્તિવાળા વૃદ્ધ વૈષ્ણુવે કહ્યું કે માહારાજ! તમે બધી વાત કરો છો ખરા. પણ સંસારીક કામમાં અમે રહેનારાઓએ તે કામમાં પણ લક્ષ ન આપીયે તો બધું કામ બગડે માટે હું જરાક ઘેર જઇને પાછો આવું છું.

નહિ નહિ. એમ બનેજ નહી. તમારા છોકરાઓ બધું કામ કરે તેવા છે માટે સ્થિર થઇને બેસો અને આત્મજ્ઞાનનો લાહાવો લ્યો. આ અમુલ્ય મનુષ્ય દેહ ફરી ફરી મળવો ઘણોજ મુશ્કેલ છે માટે હવે ઉપાધીરૂપી સમુદ્રમાં ડુબકાં શા માટે મારો છો! એમ વ્યાસજીએ કહ્યું.

વ્યાસનો આગ્રહ પેલા વૃદ્ધને ઠીક લાગ્યો નહી તેથી ચંચળ વૃતિવાળા વૈષ્ણવ માહાજનને એકદમ ક્રોધ ચઢી આવ્યો અને લાંબા હાથ કરીને કહેવા લાગ્યો કે માહારા-

જ! તમારા પોથાનું ટાયલું શા કામમાં આવે! તમારૂં અર્થ વગરનું બ્રહ્મજ્ઞાન ધારણ કરીએ તો ઘરનાં ઝુંપડાં પણ વેચી નાંખવાનો પ્રસંગ આવે માટે તમે તમારે જે કથા કહો છો તે ખુશીથી વાંચ્યા કરો તેમાં કાંઈ અમે ના કહેતા નથી.

ઓ ભલા માણસ! શ્રદ્ધા વિનાના શ્રોતા આગળ કથા કહેવી અને પાડા તથા ગરધવની આગળ કથા કહેવી બરાબર છે; સમઝયો કે! વ્યાસે ભ્રગુટી ચઢાવીને ઉત્તર આપ્યો.

ત્યારે તમે એવા મોહોટા જ્ઞાની છો ત્યારે શા માટે દેશ પરદેશ આથડો છો! અરે માહારાજ! પેટને માટેજ આ બધા ઢોંગ ધતિંગ છે! પેટ ન હોત તો બધાએ બ્રહ્મજ્ઞાની બની જાત-પોથીમાંના રીંગણાં કાંઈ કામમાં આવે નહી; બધો મહિમા પઈશાનો છે. પઈશા હોયતો અમે તમારી મહાવજત કરી શકાયે. પઈશા હોય તોજ તમારા માટે લાડવાનું સીધુ આપી શકીયે.-આતો નવરા બેશી રહ્યા હતા. તેથી ઘેર બેઠા કરતાં બજાર સારો છે એમ સમઝીને તમને કથા કહેવા સારૂ બેસાર્યા હતા, છતાં તમે તો એકાગ્ર વ્રતિની મોકાણ માંડો છો તેથી કહો જોઈએ શું થાય! એકાગ્ર વ્રતિ કર્યાથી શું ફળ મળવાનું હતું! ગાયો અને ભેંશો ઘાસ ખાઈને વાગોળ્યાં કરે છે તો પછી તે વખતે તે પ્રાણીની એકાગ્ર વ્રતિ સેહેજ બની જાય છે, એથી શું થયું! તમારો બાપ મરી ગયો તેનો કાગળ કાંઈ આવ્યો છે કે તે મોક્ષ પામ્યા છે! ફરી જન્મ લીધો છે! નકામી બેડસાઈ શાની કરો છો! એવાં પોથાનાં ટાયલાં તો અમારા ઘરનાં છોકરાં પણ વાંચે છે, ઓ મહારાજ! જરાક ધીરજ રાખો. વખતે બે દીવશ કથા બંધ રહે તેમાં તમારૂં શું ગયું! એ તો નવરાઈની વાતો છે. પરમેશ્વરનું ભજન કરવું એતો આખી દુનિયાં જાણે છે. એમાં તમે શું કહી બતાવો છો. આ પ્રમાણે કહીને પેલો વ્રદ્ધ વૈષ્ણવ આવેલા માણસ જોડે ચાલતો થયો.

વ્યાસજી માહારાજને આ પ્રમાણે જવાબ મળવાથી પોતે નાખુશ થયા. અને કથાનો વિષય બંધ કર્યો. બાકીના બીજા માણસો પણ ધીરે ધીરે ચાલતા થયા. એટલે વ્યાસજી

મહારાજ એકલાજ બેશી રહ્યા; તેમની પાસે કોઇપણ માણસ રહ્યું નહી.

ત્યારે આ તરફ પેલી સાધ્વીનો મહિમા વિશેષ ચાલ્યો તે પ્રસંગમ રાજદરબારમાંથી એક શુશોભિત મ્યાનો હ-તો તેમાં બેશીને માતાજી રાજમહેલમાં ગયાં. તે દરબાર-માં માતાજીના પધારવાથી ધામધુમ વિશેષ કરવામાં આ-વી હતી. તેમને બેસવાને માટે ઉત્તમ આસન આપ્યું હતું વળી ચંદલતા બાગમાંથી મંગાવેલા સુગંધી પુષ્પના હાર માતાજીના કંઠમાં પેહેરાવ્યા હતા. રાજદરબારની રા-ણીવાસમાં માતાજીને બેસાર્યા હતાં. અને ત્યાં પોતે ચક્રવર્તી રાજા બે હાથ જોડીને સન્મુખ બેઠો હતો. ડાબી અને જમ-ણી બાજુએ રાણીયોનો જથ્થો માતાજીની શેવામાં હાજર રહ્યો હતો. કોઈ રાણીના હાથમાં પવન ઢોળવાનો પંખો હતો ત્યારે બીજી રાણી માતાજીના પગનું પ્રક્ષાલન કેશર મિશ્રિત જળથી કરી રહેલી હતી. બીજી દાશિયો ખમ્મા ખમ્મા શબ્દ બોલી રહેલી હતી.—આ વખતે ભોજન લેવાનો વખત થએલો હતો. તેથી માતાજીને ખબર આપી, એટલે માતાજીએ રાજમંદિર જાણીને સુવર્ણનો થાળ માણેક અને હીરાથી જડેલો મોહોટો પોતા-ની ઝોળીમાંથી કાઢ્યો. અને સુવર્ણના પચીસ કટોરા માણેક હીરાથી ખચિત કરેલા થાળ આગળ ગોઠવ્યા. ત્યાર બાદ ઝોળીમાંથી નાહાનું સિંહાસન કાઢીને તે ઉપર લાલ રંગનો રૂમાલ ઢાંક્યો એટલે મોટું સિંહાસન બની ગયું અને તે ઉપર પોતે વિરાજમાન થઈ; તે વાસણમાં નવિન નવિન પ્રકારની ચીજો ગોઠવાઇ ગઇ અને માતાજીએ ભોજન કરી લીધું. અને સઘળી વસ્તુઓ ત્યાં પડતી મુકી. તે તમામ વસ્તુની કીમ્મત જ્યારે કરવામાં આવી ત્યારે દસ કરોડ રૂ-પીઆ કરતાં પણ વધારે થઇ—આ અદભુત વઈભવ જોઇને ચક્રવર્તિ રાજા ઘેલો બનિ ગએલો છતાં મોહનિ અને દિવ્ય દેખાવવાળી દેવીના આગળ દાસ થઇને ઉભો રહ્યો. પછી વારે વારે વંદન કરતાં કરતાં તે વિનંતી કરવા લાગ્યો કે હે દેવી ! તમે આ જગતમાં અમારા જેવા રાજાઓને ઉદ્ધાર કરવાને માટેજ આવ્યાં છો. આપનામાં જે કુદરતિ સત્તા છે

તેવી આ જન્મમાં બીજે કોઇપણ જગોએ આ નેત્રથી મ્હેં જોઇ નથી. આપના દરસનને માટે માહારૂ સઘળુ નગર સમુદ્રના ઓટની માફક ઉથલ પાથલ થઇ રહેલું છે. આપના પધારવાથી મારા નગરમાં નિરધન પુરૂશો સધન બની જાય છે. હે માતાજી આ રાજમંદીર અને આ તમામ દાશીયો અને હું આપનાંજ છીએ. માટે માહારા જેવું જે કાંઈ કામ હોય તે બતાવશો તો આ સેવક આજ્ઞા માથે ચહાવવાને ઇચ્છા રાખે છે.

મંદહાસથી માતાજીએ ઉત્તર આપ્યો કે હે રાજા ! તારા નગરમાં કોઇ વ્યાસ આવ્યો છે તે કેવળ દંભી અને મતલબી માણસ છે. વળી તેની પાસે કાળા રંગના ઠીંગણ બે શિષ્યો છે તે કલિનું સ્વરૂપ છે. માટે જો તું તારા રાજયનું અને તારી પ્રજાનું ભલુ ઇચ્છતો હોય તો તે ત્રણે જણાને પકડીને નજરકેદમાં નાંખી દે. તેઓ બારણે નીકળી શકે નહી તેવું તું કર; વળી તેના ઉપર શ્રધ્ધા રાખનાર જે કોઇ હોય અને તે માહારાજ પાસે રહેવાને ઇચ્છા રાખતું હોય તો તે શ્રધ્ધાવાળાને પણ નજરકેદમાં રાખ્ય; કેમકે તેમ કરવાથી તારૂં ભલુ છે ભવિષ્યમાં જે કંઈ થવાનું છે તે ફેરવવાને માટે મ્હેં તને અગાઉથી આ યુક્તી તારા ભલાને માટે બતાવી છે.

ચક્રવર્તિ રાજાએ માતાજીનું વચન સાંભળીને તે પ્રમાણે કરવાને તાબડતોબ પોતાના સામંતોને આજ્ઞા આપી, એટલે તુરતજ તે વ્યાસજીને અને પેલા શ્યામવર્ણના બે બટુક શિષ્યોને પકડીને કોઈ શણગારેલા ઉત્તમ અવાસમાં નજરકેદમાં રાખવામાં આવ્યા અને તેની આજુબાજુ શુરા સામંતોનું હથિઆરબંધ રક્ષણ રાખવામાં આવ્યું. આટલુ થયા પછી પેલી માતાજી રાજમંદીરમાંથી ઉઠી થઈ અને વખતે વખત ત્યાં આવવાને માટે પોતાની મરજી બતાવતી ગઈ દરરોજ એક વખત વાણુ લેવાની હા કહી અને આનંદ પ્રસન્ન ચહેરેથી પોતે નગરમાં ફરવા નીકળી પડી. ને માતાજીને જોવાને અને ઉપરાઉપરી આમંત્રણ આપવાને શેઠ શાહુકારોનાં ટોળાં અને પાલખીયો તથા

કેશના જ્યાં ત્યાં તયારજ હતાં; જેથી વારંવાર અત્યંત આગ્રહથી માતાજીનું પધરામણું જ્યાં ત્યાં થવા લાગ્યું. અને તેના ઉત્સવને લીધે ઘેર ઘેર તોરણો બંધાઇ ગયાં. વળી તેના લીધે સમૃદ્ધિરૂપી લહેરો જ્યાં ત્યાં દ્રષ્ટીએ પડવા લાગી, આનંદનો મહાસાગર જેમ ઉછળ્યો હોય તેમ માતાજીના નીવાપ્રથી સઘળા નગરમાં ગાન તાન ટપા, અને રંગતોની મજાહ વરસવા લાગી; આ પ્રમાણે માતાજીનો મહિમા વિલાસનગરમાં દરરોજ ચાલુ રહયો ત્યારે બીજી તરફ પરાક્રમી વ્યાસજી માહારાજ પોતાના બન્યો શીષ્ય સાથે શણગારેલા ભુવનમાં નજરકેદ તરીકે સપડાઇ ગયા.

---

# પ્રકરણ ૭ મું

## નજરકેદમાં વ્યાસજી માહારાજ

## અને

## બ્રહ્માણુ વૈષ્ણવ.

---

આસનકેદમાં વ્યાસજીને ભોજન વીગેરેને માટે ઉતમ સરભરા કરવામાં આવી હતી; વાંચકવર્ગને ખબર તો પડી જ હશે કે આ વ્યાસજી માહારાજ સાક્ષાત વિષ્ણુ છે. અને નગરમાં આવેલી માતાજી તે સાક્ષાત લક્ષ્મી દેવી છે. તે લક્ષ્મી દેવીએ પોતાનો ચમત્કારિક પ્રભાવ એવો બતાવ્યો કે દ્રવ્યના લોભમાં ફસાયલા પુરૂષો સાક્ષાત ધર્માત્મા અને મોક્ષને આપનાર અદ્વૈત રહસ્યનું જ્ઞાન બતાવનાર વ્યાસરૂપ વિષ્ણુને જાણી શકયા નહી, પણ એક વઇષ્ણવ સદવિવેકી અને અચળ શ્રદ્ધાવાળો મુમુક્ષુ આ અસત્ય જગતના કાર્યને જુઠું માનનારો સાત્વિક સ્વભાવવાળો ધનાઢય હતો તે પોતાના પુત્ર પૌત્રાદિકને સંસારિક ઉપાધી સોંપી દઇને પોતે વિરક્ત બનેલો વ્યાસજી માહારાજની શેવામાં તત્પર રહેલો હતો તે એક ક્ષણ માત્ર પણ દુર ખસ્યો નહોતો;

જોકે વિલાસનગરમાં ચમત્કાર બતાવનાર સાખુડી આવી હતી. અને તેની અદભુત દ્રવ્યની બક્ષીસ તે પવિત્ર બ્રાહ્મણના સાંભળવામાં આવી હતી યદ્યપી જેવી રીતે અજીર્ણ થએલો માણસ એક ગ્રાસ પણ ખાવાની ઇચ્છા રાખતો નથી. તથા જેવી રીતે લાઠવજની દુર્ગંધથી સર્પ પલાયન કરે છે તથા જેવી રીતે ઉદય સુર્યથી અંધકારનો નાશ થાય છે તેવી રીતે તે મુમુક્ષુના હૃદયમાં જ્ઞાનરૂપી દીપકનો અખંડ પ્રકાશ થએલો હોવાને લીધે તેના પ્રકાશથી લોભવૃત્તિ અને લાલચ તૃષ્ણા વીગેરેનો અંધકાર લેશ પણ રહેલો નહોતો. તેથી તે મહાત્મા વ્યાસને પારસમણી રૂપ ભેટ સમઝીને તે તેમનીજ પાસે રહયો હતો. મહાત્મા વ્યાસને ચક્રવર્તિ રાજાએ જ્યારે આસનકેદમાં નાંખ્યો ત્યારે તે વ્યાસ પાસે અદ્ધાળુ વઇષ્ણુવ પણ આસનકેદમાં સામેલ રહેલો હતો. રાત્રીનો સમય થયો એટલે ચક્રવર્તિ રાજાએ તે વ્યાસને જ્યાં રાખ્યો હતો તેની પાછળ લાકડાંના પાટીયાની ભીંતમાં કાંઇક છીદ્ર હતાં તે છીદ્રમાંથી જોવાને માટે તથા હવે તેઓ પરસ્પર કયા પ્રકારની વાતો કરે છે તે તમામ સાંભળવાને માટે બેસવાની સોઇ તઇયાર કરી રાખી હતી તે પ્રમાણે તે રાજા અને પોતાનો વિચિક્ષણ પ્રધાન મળીને બેઠા હતા;

ત્યારે આ તરફ વ્યાસજી વીગેરે પોતપોતાની પથારીમાં બેઠા હતા. અને કાચના સુંદિર ઝમરૂખોમાં દીપકોનો પ્રકાશ ઉતમ પ્રકારનો હતો. તે વખતે વ્યાસજીએ પેલા અધ્ધાળુ વઇષ્ણુવને કહ્યું કે હે બુઢ્ઢા ડાસા ! તું શા માટે મારી સાથે નકામો રોકાઇને દુઃખી થાય છે, તને ખબર છે કે આપણને રાજદ્વારમાં આ નગરના રાજાએ ચોકી પેહેરો રાખીને જે રોક્યા છે અને એકાન્ત અગાસ આસનકેદ જેવો આવ્યો છે તેનું શું કારણ હશે !

વૃદ્ધ ડાસાએ હાથ જોડીને વિનંતી કરી કે મહારાજ તેતો ગમે તે પ્રકારનુ કારણ હશે તે બાબત કાંઇ સમઝાતુ નથી પણ આ નગરનો રાજા દાન કરવામાં કરણના જેવોછે. યુદ્ધમાં અરજુન જેવો કુશળ છે. અને ગદાયુદ્ધમાં ભીમ

જેવો બળવાન છે. સત્ય બોલવામાં હરિશ્ચંદ્ર જેવો અને નળ જેવો પવિત્ર છે અત્યાર સુધી તેની કારકિર્દિમાં પ્રજા સમસ્ત સુખમાંજ દિવશો નિર્ગમન કરે છે; અને આપની અમૃતતુલ્ય વાણી સાંભળવાને શ્રધ્ધાવાળો રાજા દરરોજ નિયમ નહિ ચુકતાં આવ્યાજ કરતો હતો; એવો ધર્માત્મા રાજા છે છતાં કોઇ માતાજી નામના સાધુવેશ ધારણ કરનારી બાઇ આવી છે તેથી તેમની ઘેર ઘેર ઉપરાઉપરી પધરામણી થયાં કરે છે. પધરામણીમાં કાંઇક દ્રવ્ય પણ ખરચ થાય છે પણ આ બાઇ ઉલટમાં હજારો રૂપીઆનું સુવર્ણ આપી જાય છે તેથી દ્રવ્યલાભ રૂપી મોહપાશમાં પડેલુ સઘળુ નગર કુંભારના ચક્રની પેઠે ચાકે ચડેલું છે.

હે મહારાજ ! આ જગતમાં લક્ષ્મી અર્થાત પઇશા કેવળ આશા પાશમાંજ નાંખનાર છે તે પઇશાને બાલકથી તે વૃદ્ધાવસ્થાવાળા માણસો ચ્હાય છે.

એજ પૈસાને અખુ જગત વશ થએલુ છે. જેના ઘરમાં અખુટ દ્રવ્ય છે તે માણસ કદાચ અભણ, બેવકુફ, બેહેરો કાંણો કિંવા કુબડો હોય તોપણ તેને દેવાંગના જેવી સ્ત્રી મળે છે. તેવા મુર્ખ ધનવાનની આગળ વિદ્વાન માણસો આવીને ખુસામત કરે છે. લક્ષ્મીવીના દુઃખ પામતા પંડીત પુરૂષો મુર્ખ દ્રવ્યવાંનની આગળ યાચના કરવા સારૂ જાય છે, પણ તે નીરક્ષર ધનાઢ્ય પંડિતની કદર કરી શકતો નથી; કેટલાક દ્રવ્ય સંપાદન કરવાને માટે ઘણાજ ઘોર કૃત્ય કરે છે; હે માહારાજ ! પૈસાને માટે કેટલાક પોતાનું મસ્તક કપાવે છે. રણમાં દ્વંદયુદ્ધમાં પૈસાને માટે લાખો માણસો કપાય છે; પૈશાના લોભની આકાંક્ષા રાખનારા રાજાઓ પરસ્પર લઢીને નાશ પામ્યા છે. એજ પૈસા માટે પોતાના બાપને પુત્રે મારી નાંખેલા છે. એજ પૈસો માતુશ્રીના હૃદયમાં લોભ વધારીને પુત્રનો વધ કરાવે છે; જુઠુ બોલાવે છે. કપટ, પાખંડ. ધુર્તવિદ્યા અને ઠગાઇનાં કૃત્ય પણ એજ પૈસો કરાવે છે. હે માહારાજ ! એ પૈસાનો મદ કેવળ મદીરાના મદ જેવો પ્રમત્ત કરનાર તથા અહંકાર અને અભિમાન કરાવનાર છે, એ પૈસા નહિ કરવાના કામ

કરાવે છે. જેવી રીતે કામી પુરૂષ લજ્યાનો ત્યાગ કરે છે તેવીજ રીતે લક્ષ્મીનો લોભ એટલો બધો દુઃખદાયક છે કે તે લક્ષ્મીથી થતા સુખમાં મસ્ત રહેનારાઓ છતી આંખે આંધળા થઈને પોતાના સમાન બીજો કોઇ નથી એમ ગણે છે, એ બાબતનો દાખલો પેલી માતાજીના આવ્યા પછી બનાવ બન્યો છે તેજ સાબીત કરી આપે છે. આપની વાણીરૂપ અમૃતનો રસ પીનારા આ નગરના પચાસ હજાર માણસો દરરોજ ભેગા થતા હતા તેઓ લક્ષ્મીની લાલચમાં પડેલા કેવળ આ તરફ નિસ્પૃહતા જણાવનારા થઇ ગયા એ લક્ષ્મીના પ્રભાવનું લક્ષણ છે. એટલે તે લક્ષ્મીની બલિહારી મિથ્યા વસ્તુને સાચી માનનારા મોહજનિત આગળ એવી અજબ પ્રકારની છે કે તે જેમ નચાવે છે તેમ સઘળુ જગત નાચે છે.

કેટલાક પઇસો પેદા કરવાને માટે અધ્યાત્મક જ્ઞાનનું પ્રતિપાદન કરનારા હાથમાં તંબુરો લઇને કથા કિર્તન સંભળાવીને છેવટે પઇસાની માગણી કરે છે, આ જગતમાં કેટલાક સાધુ વેરાગી લોકો પઇસા ઉઘરાવીને દુનિયામાં મજાહ લેવાની ઇચ્છા રાખે છે, કેટલાક આચાર્ય બનિને શિષ્યોને કંઠી બાંધે છે ને પઇસા ઉઘરાવે છે કેટલાક દેવાલયોમાં બેસીને દાણા ભેગા કરે છે. કેટલાક અજ્ઞાન સ્ત્રીયોને મંત્રની ચીઠીયો આપીને પઇસા છીનાવી લે છે, કેટલાક ઘરમાં પેસીને ચોરી કરે છે. ખુન કરેછે. ધાડ પાડેછે. અને તે પૈસાના લોભને માટે કુળનું નિકંદન કાઢી નાંખેછે તદવત્ એવો દુઃખદાયક પઇશો છતાં તેને ઉપાર્જીત કરનારાઓ પોતાને માટે સુખ માને છે.

હે માહારાજ ! જ્ઞાની પુરૂષો દ્રવ્યનું સંપાદન કરીને પરોપકાર કરવામાંજ પોતાનું શ્રેય માને છે એવા માણસો ઘણા થાડા હોય છે;

સબબ લક્ષ્મીની પ્રબળતા આ જગતના ક્ષુદ્રજીવોને ભમાવનાર છે.

યદ્યપિ હુંતો આપના ઉતમ બોધ વડે કરીને લક્ષ્મીની પરવા રાખતો નથી; જેથી તેનીજ વૃતિ થવામાં હું મારા

ભાગ્યને ધન્યવાદ આપુ છું કારણ કે ઉપાધીની નિવૃત્તિ થવાથીજ હું સુખીછું એમ માની બેઠા છું. હે પ્રભુ લક્ષ્મીના વઈભવથી કોણ મોક્ષ પામ્યો છે! જુઠી વસ્તુને ખરી વસ્તુ માનનાર મન છે રૂપાના કકડાને ચળકતા પથ્થરનો હીરો નામ આપીને, સમુદ્રમાં છીપમાં થનાર પદાર્થ મોતીને અને તેવા કાંકરાઓને મનેજ લક્ષ્મી માની લીધું છે; તેથી દરેક માણસોના શરીરમાં મનનું કોઇ વિલક્ષણ સ્વરૂપ અને તેની ક્રિયા એવી છે કે સઘળાઓના મનનું સ્વરૂપ એકજ રીતે બનતું નથી કેમકે વસિષ્ટ, શુક, સારદા, નારદ, પારાશર, પાતાંજલ મુનિ, ભાસ્કરાચાર્ય, નળ, હરિશ્ચંદ્ર, વિશ્રામ, વિષ્ણું, શંકર, બ્રહ્મા, અને અનેક જ્ઞાની પુરૂષો થઇ ગયા તે સમગ્ર જ્ઞાનીયોના -હૃદયમાં મનનું જે સ્વરૂપ હતું તે સ્વરૂપની ઐકયતા એક જણાતી નથી, ત્યારે સુખ દુઃખ માનનાર મન થાય છે ત્યારે એજ મનથી લક્ષ્મીને અલક્ષ્ય માનેલી છે. હે મહારાજ! તેવા મન વાળાઓને આપનો બોધ કયાંથી લાગે! પીપળાનું પાનું જેમ પવનથી હાલ્યા વીના રેહેતુ નથી તેજ પ્રમાણે સમગ્ર જનોનું મન વારંવાર ચળ વિચળ થયા વિના રહેતું નથી. તેવા પારા જેવા મનને સ્થિર કરનાર આપના જેવા સદ્ગુરૂ છે. શ્રધ્ધા વિના સદ્ગુરૂનો બોધ કાયમ રખાતો નથી; માટે હે મહાત્મા! જેઓ લક્ષ્મીથીજ સુખ માની રહેલા છે તેવા ક્ષુદ્ર જીવોને અધ્યાત્મબોધ શી રીતે મિષ્ટ લાગશે! સાકરના સ્વાદનો જેને અનુભવ નથી તે કાચા કોઠ અને બીલાને ખાઇનેજ આનંદ માને છે. પણ જયારે સાકરનો સ્વાદ જાણે છે ત્યારે બીલાને ફેંકી દે છે.

જેવી રીતે નરકમાં પડેલા કીડાઓ ખદબદ કરે છે. તે કીડાઓના અંતઃકરણમાં જે મન છે તે મન નરકમાંજ સુખ માની રહેલો છે પણ આપણા અંતઃકરણમાં રહેલુ મન તે નરકમાં પડેલા કીડાને દુઃખી માને છે. અને તેમ માનીને જયારે તે કીડાને નરકમાંથી બાહેર કાઢે છે ત્યારે તુરતજ મરી જાય છે. કારણ કે નરકમાં રહેલો રસ તથા દુર્ગંધ વીગેરે જે છે તે એજ કીડાનું જીવન છે. તેવી રીતે પથ્થર,

અને કાંકરા તથા માટીમાંથી ઉત્પન્ન થએલી ધાતુના ટુક-ડાઓને જેઓએ લક્ષ્મી માની છે તેઓ કદી પણ સત્ય જ્ઞાન-રૂપી તત્વબોધ દીપક જ્યોતને જોઈ શકવાને સમર્થ થનાર નથી; હે દયાસિંધુ ! આપના પ્રતાપથી આ ખોળીયામાંનો ક્ષુદ્રજીવ પવિત્ર થયો છે. આપ સમર્થ ગુરૂ છો; માટે આ-પનું જે શરણું પકડયું છે તે કદી પણ છોડનાર નથી; જ્યાં આપ જશો ત્યાં ત્યાં સેવા ઉઠાવવાને માટે ફર્યા કરીશ; આ દેહ નાશવંત છે. માટે આ શરીર આપના ચરણકમ-ળનું ચરણામૃત પ્રાશન કર્યા કરશે. મારૂ લક્ષ ઘર પુત્ર, દારા, જમીન, અને બીજી વસ્તુઓ તરફ બીલકુલ રહ્યુંજ નથી, માત્ર અન્નમય કોશને ભાડુ આપવાને જગતમાં ઘ-ણાજ સાધનો છે. યદ્યપિ જે અલભ્ય સાધન છે. તેતો આ-પની કૃપા વિના કદિ પણ પ્રાપ્ત થનાર નથી. માટે આ કીંકરનો જે હાથ ઝાલ્યો છે તે હવે છોડતામાં અને ચિંતા, ભય, વિશાદ, વિકાર, મોહ, ઈત્યાદિકથી મને મુક્ત કરીને મને અચળ ધામમાં જવાનો માર્ગ બતાવશો.

શ્રધ્ધાળુ વૈષ્ણવનાં વચન સાંભળી સાક્ષાત વિષ્ણુ જે કે વ્યાસનું સ્વરૂપ ધારણ કરીને પધારેલા અત્યારે લક્ષ્મી-દેવી ( માતાજી ) ના પ્રભાવથી ચક્રવર્તિ રાજાના શૃંગા-રેલા અવારામાં નજરકેદ તરીકે રહેલા છે તે વ્યાજીએ કૃપાયુક્ત નજર કરીને તે વઇષ્ણવની પીઠ થાબડીને સાબા-સી આપવા લાગ્યા; અને કહેવા લાગ્યા કે પવિત્ર આત્મા ! આ આખા નગરમાં માત્ર તુંજ એકલો શ્રધ્ધાવાન લાયક મુમુક્ષુ નિવડયો; તેટલા માટે મને ઘણોજ સંતોષ થાય છે, કેમકે હજારો સરોવર હોય તોપણ કોઈક સરોવર ઉપર હંસ ફરતા જોવામાં આવે, પર્વતની ખીણોમાં સેંકડો ગુફાઓ હોય તથા તે સમગ્ર ગુફાઓ પઇકી કાંઇકજ ગુફામાં રાજ-યોગ અને હઠયોગમાં લીન રેહેનારા યોગી હોય છે તેજ પ્રમાણે તારી મુમુક્ષુ વૃતિ જોઇને મને આનંદ થયો છે.

વ્યાસજીનું વચન સાંભળીને એકદમ પ્રેમહર્ષનાના આવેશમાં આવી ગયેલો નેત્રમાંથી આંસુ લાવીને શ્રધ્ધાળુ વઇષ્ણવ તે વ્યાસજીના ચરણમાં પગે લાગ્યો. અને કહેવા

લાગ્યો કે હે કૃપાળુ ગુરૂ ! આપ મારા મસ્તક ઉપર હાથ મુકો કે જેથી કરી મારા મસ્તકમાં રમી રહેલા વિચાર ઉ-તમ તત્વને ઓળખે એવી શક્તીવાળા થાય.

અહાહા ! આ વખતે કેવો યોગ બન્યો છે ! સેંકડો કાળ સુધી ધ્રુવ બાલકે તપ કર્યું હતું. સેંકડો વરસ સુધી જળ પ્રાશન કરીને વિષ્ણુ પરમાત્માને મળવાને માટે તપ-સ્વિયોએ તપ કર્યું હતું. તોપણ વિષ્ણુ પરમાત્મા તેમને મળવાને દુર્લભ થયા હતા. અને કૃપાવાન થઇને પુર્ણ કશોટી લીધા બાદ મળ્યા હતા, તેવા સાક્ષાત વિષ્ણુ પરમાત્મા વ્યાસરૂપે બિરાજેલા છે તેમના ચરણને પકડીને જે શ્રદ્ધાળુ વઇષ્ણુવ પૂર્ણપ્રેમ આવેશમાં આવેલો હર્ષ આશુધારા સાથે માથુ નમાવી રહ્યો છે અને મસ્તક ઉપર હાથનો સ્પર્શ થ-વાને જે માગણી કરે છે તે પુર્વ જન્મના સંસ્કારનું બળ હોવું જોઇએ.

વ્યાસજી માહારાજે કૃપાયુક્ત નેત્રથી પોતાના બન્યો હાથ તે વઇષ્ણુવ ઉપર મુકીને કહ્યું કે હે વઇષ્ણુવ ! તારા પવિત્ર હૃદયના પ્રભાવથી તને સાક્ષાત વિષ્ણુ પરમાત્મા દર-સન દેશે અને તું મોક્ષગતીને પામીશ.

આશીર્વાદ સાંભળીને હાર્ષઘેલો બની ગયો. અને વ્યા-સજી માહારાજના સ્વરૂપનું ધ્યાન પોતાના હૃદયમાં જોવા લાગ્યો. પછી મોન બનિ ગયો પછી થોડીવાર નેત્ર ઉઘાડીને જ્યારે જુવે છે ત્યારે વ્યાસ પણ દેખાતા નથી અને પેલા બન્યો બટુક રૂપવાળા શિષ્યો પણ દેખાતા નથી; પોતે એકલોજ એ રાજ ભુવનની ગાદી ઉપર બેઠેલો રહયો. આ તમાસો જોઇને તે વઇષ્ણુવ ઘણુંજ ગભરાઈ ગયો એકાએક શું થઇ ગયું ! તેના માટે તેને કાંઇજ સમજણ પડી નહી; પણ જાણે ગાંડા બની ગયો હોય તેમ તે સઘળા ઓરડામાં ચારે તરફ ફેરી ફરીને જોવા લાગ્યો; અને ઓ ગુરૂ ! હે કૃપાળુ ! હે મહાત્મા ! તમે ક્યાં ગયા? હાય હાય આ શું થઈ ગયુ ! અરે હું જાગુછું કે ઉંઘુછું ! રખેને કદાચ સ્વ-પ્નમાંતો હું નહી હોઉં ! નાના, હું ઉંઘ્યોજ નથી, તો પછી સ્વપ્ન ક્યાંથી હોય ! એમ બોલતો બોલતો ગુરૂના બાહ્ય સ્વરૂપને જોવાને અધિરો બનિ ગયેલો પવિત્ર વૈષ્ણવ

આમતેમ ભમવા લાગ્યો. અને પછી જ્યારે વધારે ગભરાયો ત્યારે તે પોક મુકીને રોવા લાગ્યો. તેનો સોરબકોર સાંભળીને ચિકિત્સા જોવા સારૂ બેઠેલા ચક્રવર્તિ રાજાએ રાત્રીના બાર ઉપર એક વાગ્યાનો સુમાર થએલો હોવાથી પોતાના સામંતોને સાથે રાખીને તે દ્વાર ખુલ્લુ કર્યું. પછી રાજાએ વૃદ્ધ માણસને પુછ્યું કે તું શા માટે રડે છે ! તે સાંભળીને સઘળી હકીકત વઇષ્ણુવે વિદિત કરી, રાજા પોતે સઘળી હકીકત સાંભળતો હતો પણ વ્યાસજી માહારાજ ગેબ થઇ ગયા એતો કોઈના જાણવામાં આવ્યુ નહોતું:— ચારે બાજુનો ચોકી પેહેરો છતાં તથા બાહેર તાળુ વાસેલુ છતાં તેમાંથી ગેબ થઇ જનાર માહાત્માની અપુર્વ યાને અમોઘ શક્તિ હોવી જોઇએ તેવી ખાત્રી થઇ ગઈ; અને તેવા સમર્થ પુરૂષને આપણે ઓળખી શક્યા નહી તેના માટે તે રાજા ઘણોજ દીલગીર થયો; પેરેગીરો સારી રીતે જાગ્રત હતા; તેથી બાહેરના બંદોબસ્તમાં કાંઇજ ખામી નહોતી તેવી રાજાએ ખાત્રી કરી. અને વારંવાર તેના હૃદયમાં આશ્ચર્ય થવા લાગ્યું. પેલા વઇષ્ણુવને તે ઓરડામાંથી બાહેર કાઢયો અને તેને પોતાને ઘેર જવાને આજ્ઞા આપી.

વૃદ્ધ વઇષ્ણુવ તે વખતે ગુરૂનું નામ સ્મર્ણ કરીને પોકે પોકે રોવા બેઠો; ગુરૂની પ્રબળ સત્તા જોઇને હાથમાં આવેલું અમૃત જતુ રહ્યા તુલ્ય અફસોસ પામીને ઢીલા ગાત્રવાળો બની ગયો. અને રાજાને કહેવા લાગ્યો કે હે રાજેન્દ્ર ! તે પવિત્ર માહાત્માના સદસંગ વિના આ દેહ નકામો છે, હવે ઘેર જઇને હું શું કરૂ ! માહારે કોઇની સાથે સંબંધજ નથી; માટે હવે હું તો અહીંથી પરભાર્યો જંગલમાં ચાલ્યો જઇશ; જેવા પ્રકારે આ બંદોબસ્તવાળા આવાસમાંથી તે માહાત્મા ગેબ થઇ ગયા તેવી રીતે હું કમનસીબને માટે કોઇપણ ઠેકાણે તે ગુરૂ મને દર્શન દેશે. માટે હુંતો હવે ઘેર જવાની ઇચ્છા રાખતો નથી. આ પ્રમાણે નેત્રમાંથી આંસુ નીકળતાં વઇષ્ણુવનું વચન સાંભળીને તે વઇષ્ણુવને પ્રાતઃકાળ થતા સુધી સામંતોના ચોકી પેહેરામાં રાખ્યો. અને પોતે અંતઃપુરમાં ચાલ્યો ગયો.

---

# પ્રકરણ ૮ મું

## ખરી વસ્તુની કસોટી.

---

પ્રાતઃકાળમાં સ્નાન ધ્યાનથી પરવારીને ચક્રવર્તીરાજા સામદેવના પેહેરા આગળ આવીને ઉભો રહયો. પેલા વ્રદ્ધ વણીગ્ણવના ચાર પુત્રોને પોતાના તરફથી માણુસો મોકલીને ત્યાં બોલાવ્યા, અને તે ધનાઢય પુત્રો પ્રત્યે રાજાએ કહયું કે આ તમારા પીતાજીને સંભાળીને તમારે ઘેર લઈ જાઓ. અમારા ચોક્કસ પેહેરામાંથી વ્યાસજી માહારાજ પોતાના બન્યો માણુસ સાથે ગેબ થઈ ગયા છે. તેના માટે અમને ઘણુંજ આશ્ચર્ય લાગે છે. પણુ તે વ્યાસજી વીના આ તમારો પિતા પોતાને ઘેર આવતો નહોતો અને તે વ્યાસ વીના હેરાન બની ગએલો જંગલમાં સડી જવાનો વિચાર કરતો હતો, તેથી તમને બોલાવીને અમારી સમક્ષ આ ડોસાને તમને સોંપીએ છીએ.—પેલા ચારે પુત્રોએ રાજાને જુહાર કરીને, પોતાના પીતાના હાથનું કાંડ પકડીને રાજદ્વારમાંથી નગરના બજારના મોટા સરીયામ માર્ગે આગળ થઇને ડોસાને ઘેર લઈ જતા હતા, તેવામાં તે ડોસો ચૌટાના મોટા બજારના રસ્તામાં હેઠળ બેઠો અને મોટી બુમ પાડીને રોવા બેઠો; આમ થવાથી સેંકડો વાણીયા વણીગ્ણવજનો ભેગા થયા; અને ધનાઢય વ્રદ્ધ વણીગ્ણવ આમ શા માટે કરે છે ! તેનુ કારણ પુછયું. કારણમાં વ્યાસજી માહારાજની અપુર્વ શક્તી સાંભળીને આખા નગરમાં આશ્ચર્ય અને શ્રદ્ધા વધવા માંડી. અને તે સાથે તેમને ઓળખ્યા નહી તેના માટે અફસોસ થવા લાગ્યાં,—એમ થયુ તોપણુ હવે પેલા વ્રદ્ધ વણીગ્ણવને સમજાવવાને બીજા વણીગ્ણવજનોનાં ટોળેટોળાં ભેગાં થયાં અને તેને ઘેર લઈ જવાને ઘસડવા લાગ્યા. પેલો વૃદ્ધ ડોસો કહે છે કે ભલે કદી આ દેહમાંથી પ્રાણુ જાય. પણુ હવે હું ઘેર જવાની ઇચ્છા રાખતો નથી એમ કહીને તે ડોસો ત્યાંથી

ખસ્યોજ નહી. તેથી કેટલાક જ્ઞાની માણસો હતા તે એમ કહેવા લાગ્યા કે ધન્ય છે તે વૃદ્ધને કે ગુરૂ ઉપર કેટલો બધો પ્રેમ ! કે જેથી પોતાના આવાસ અને પુત્ર કલત્રની પણ પરવા રાખતો નથી. વળી કેટલાક એમ કહેવા લાગ્યા કે આ વૃદ્ધ ડોસાની ડાગળી છટકી ગઇ છે; માટે તેના પગમાં બેડી નાંખીને ઘરના એક ભાગમાં પુરી મુકો કેમકે તે પોતાની ઘેહેલછામાં કયાંક જંગલમાં ભટકશે તો ક્રૂરપ્રાણી તેને ફાડી ખાશે. વળિ કેટલાક એમ કહેવા લાગ્યા કે આ ધનાઢ્ય શ્રીમંત વૃદ્ધડોસાને તે વ્યાસે કાંઇક એવુ કામણ કર્યું છે કે તેના વિયોગથી ચીંથરા ફાડતો બનીને પોતાનું ધન અર્પણ કરે આ પ્રમાણે જેઓનામાં જેવી બુદ્ધિ હોય તે પ્રમાણે વાતો કરવા લાગ્યા, કેટલાક દિર્ઘદર્શી વૃદ્ધ માણસો તે વ્યાસજીના ચમત્કાર માટે વારંવાર આશ્ચર્ય પામવા લાગ્યા; આ પ્રમાણે પેલા વૃદ્ધડોસાની ઘેલછા જોવાને સઘળુ નગર તલપાપડ થઇ રહેલુ વારંવાર તમાસો જોયાં કરતુ હતુ. પણ પેલા શરીરે મજબુત અને જંગી છોકરાઓ ડોસાના હાથ પગ બાંધીને પોતાને ઘેર લઇ ગયા અને એક ઓરડીમાં પુરીને તાળુ વાસી દીધું. પછી ખાવાની વખત થાય ત્યારે તે ઉઘાડતા હતા; આ પ્રમાણે બે દીવસ વ્યવસ્થા ચાલી. અને છોકરાઓ પોતાની દુકાને ચાલ્યા ગયા, પણ મમતાળુ સ્ત્રીયોનો સ્વભાવ દયાળુ હોવાથી મોટા છોકરાની વહુએ ઓરડીનું તાળુ ખુલ્લુ કરીને ડોસાની ખુબર પુછવા ગઇ એટલે તે ઓરડીમાંથી ડોસાએ છલંગ મારીને સાયંકાળ વખતે બાહેર નીકળી ગયો અને ત્યાંથી મુઠીયો વાળીને એવોતો નાઠો કે મહેલ્લામાં કોઇ જગોએ માલુમ પડયો નહી. તેના ગયા પછી છોકરાની વહુ ઉદાશ થઇ અને દુકાને માણસ મોકલીને હકીકત પાઠવી. છોકરાઓ ચિંતાતુર થએલા રાત્રીએ દરવાજા બાહેર દોડયા.

આ તરફ પેલો વૃદ્ધ વઇભવ પોતાના ગુરૂના વિયોગથી સંનિપાત સ્થિતિ જેવો વિકળ થએલો જેસલેર દરવાજા બાહેર જંગલમાં ચાલતો થયો. રાત્ર અંધારી હતી તેથી તેને કોઇ ઓળખી શકે તેમ નહોતુ. પણ જ્યારે તે

સરાસરી અર્ધરાત્ર સમયમાં પાંચકોશના અરણ્યમાં આવી પોહોચ્યો ત્યારે કેટલાક ભીલ લોકોનું ટોળુ લુંટફાટ કરવાને બેસી રહેલુ હતું તે ભીલોએ આ ધનાઢય વઇષ્ણવ વૃદ્ધ-ડોસાને લુટી લીધો તે ડોસાના કંઠમાં તુલસીની માળા સુવર્ણથી જડેલી હતી તે અને તેના અંગ ઉપરનાં વસ્ત્ર તે લુટારૂ કોળી લોકો ઉતારી લીધું. અને તેને પેહેરવાને માટે ફાટેલુ અને જાડુ પોતીયુ મેલું થએલુ હતું તે પેહેર-વાને આપ્યું. અને ત્યાંથી તેઓ ચાલતા થયા.

લુટાયલોડોસો ફક્ત એકજ પોતીયુ પેહેરેલો ઉઘાડા શ-રીરે ગુરૂનું નામ ઉચ્ચાર કરતો આગળ ચાલવા લાગ્યો; પોતાની પાસેથી સઘળી વસ્તુ જવાથી તે ઉદાશ થયો નહી પણ તેના બદલામાં ખુશિ થયો કેમકે જે ભય હતો તે હવે જતો રહ્યો. હવે ભય શાનો રહ્યો. શરીરતો જ્યારે ત્યારે જમીન ઉપર પડવાનુંજ છે. તેથી ભલેને કદાચ ગમે તે નિમિત્તથી ગમે તેમ બને પણ ગુરૂનુ વચન છે તેજ હું માથે ચઢાવું છું. આ પ્રમાણે નિરભય થએલો અને ગુરૂને મળવાની ઇચ્છા રાખનારો શ્રધ્ધાળુ વૃધ્ધવઈ-ષ્ણવ રાત્રીને વિશે જંગલમાં રસ્તાની ખબર નહી પડવાથી આમ તેમ ભટકવા લાગ્યો; એમ કરતાં સુર્ય ઉદય થયો. ત્યારે તેને જણાયુ કે હું ભુલો પડેલો જંગલમાંજ ભટકુછું; વારંવાર રૂદન કરતોકરતો થાકથી જ્યાં ત્યાં બેસી રહેતો ઉઘાડા શરીરે ભીખારીની માફક ભટકવા લાગ્યો, બપોર થયા ત્યારે ભુખ લાગી, પણ તે ભુખ ઉપર તેની વૃતિ ગઇ નહોતી. પણ ભટકતો ભટકતો મનમાં આવે ત્યા માત્ર ફેરાંજ ક-રતો હતો.

વણઝારાના ટોળામાંથી બે આખલા દાણાની ગુણસુધ્ધાં ગુમ થઈ ગએલા હોવાથી હાથમાં લોખંડની કડીઓવાળી લાકડીયો પકડીને બે મજબુત બાંધાના વણઝારાઓ શોધ કરવાને નીકળી પડયા હતા. તે લોકોના જોવામાં આ ઉઘાડા શરીરવાળો માણસ જોવામાં આવ્યો તેથી તેઓએ પુછ્યુ કે અમારા બે આખલા દાણાની પોઠયોથી લાદેલા તમારા જો-વામાં આવ્યા છે કે? તે સાંભળી ગુરૂના વિયોગથી ભ્રમિત

થઈ ગએલો વિકળ મનવાળા વાણીઆએ ઉત્તર આપ્યો કે અરે ભાઈ ! તું જેવી રીતે ઘુમ થએલી વસ્તુને ખોળે છે તેમ હું પણ ખોળુ છું, તાહારી વસ્તુતો ધુમાડાના બાચકા જેવી મિથ્યા છે. અને માહારી વસ્તુ તો આ જીવનનું કલ્યાણ કરવાવાળી આંખોની કીકી જેવી ખોઈ બેઠો છું અરે હાય ઓ ગુરૂ ! હવે તમે મને ક્યાં મળશો ! એમ કહીને પોકે પોકે રોવા બેઠો.

પેલા જંગલી વણઝારા લોકો મર્મની વાત નહી સમઝતાં અવળું સમઝયા અને કહેવા લાગ્યા કે ભલે અમારી મિથ્યા વસ્તુ હોય પણ તું જાણતો હોવતો શા સારૂ બતાવતો નથી; કેમરે ! સાચુ બોલે છે કે નહી ! આમ બુમો પાડવાથી કાંઇ માલ પચે નહી સમઝયો કે !

અલ્યા ભાઈ હુંતો તારા માલની વાત કંઇ જાણતો નથી. માટે તું તારે રસ્તે ચાલ્યો જા; એમ પેલા વણિકે કહયું.

તે સાંભળીને ક્રોધે ભરાયલા વણઝારાઓએ ઉત્તર આપ્યો કે અરે ગમાર ! અમે કાંઈ મુર્ખ નથી અમારા બાખલાના પગની ખરીઓના ખાડા આ માર્ગેજ ઉભા ચાલેલા નજરે પડે છે માટે તું તે તરફથી આવનારો તું જાણે છે છતાં શા માટે સાચુ બોલતો નથી ! તારા સાથીના ચોર લોકો બીજે રસ્તે હાંકી ગયા હોય એમ લાગે છે અને તું તમાશો જોવાને અને પાછળથી શોધનાર કોઇ આવે છે કે નહી તે સઘળુ જોવાને માટે આ તરફ રહયો હોય એમ જણાય છે માટે બોલય સાચુ નહીતો આ લાકડીથી તારો વાંસો ખોખરો કરી નાંખવામાં આવશે.

વણઝારાઓનું વચન સાંભળીને પોતાના દુખથી પીડા પામેલો વાણીયો પોકેપોક મુકીને રોવા બેઠો એટલે વણઝારાઓને ક્રોધ ચઢવાથી જોરશોર બે લાકડીયો તેના બરડામાં એવી મારી કે તે મુર્છા ખાઇને જમીન ઉપર .પડયો. અને આંખે અંધારા આવી ગયાં. મોઢામાંથી લોહી વેહેવા માંડયું અને હમણાંજ મરણ પામશે એવી સ્થીતીવાળો થઈ ગયો તેથી તેને પડતો મુકીને પેલા વણઝારા ત્યાંથી ચાલતા થયા.

અશક્ત થએલો વ્રધ્ધ ડોસો સાંઝના સાત વાગ્યા સુધી ત્યાં પડયો રહયો. ભુખ અને તરશથી તેનામાં બીલકુલ શકતી રહી નહોતી, લોખંડી કડીયોવાળી લાકડીના પ્રહારથી પીઠનો ભાગ વેદનાથી દુખતો હતો. છતાં પણ ગુરૂનું સ્મરણ કરીને રાત્રીએ ચાલવા લાગ્યો. હે ગુરૂ હે પ્રભુ! એમ વારંવાર ઉચ્ચાર કરવા લાગ્યો, તેનું હ્રદય કેવળ ગુરૂ દરશનને માટે પ્રેમાળ બનેલુ હોવાથી ધન અને પુત્ર પરીવારનું સુખ મુકીને જંગલમાં ભટકવાને સુખ માનનારૂ થઇ ગયું તેના હ્રદયદ્વારમાં ગુરૂનીજ મુર્તિ સાક્ષાત ઠરી ગયેલી હતી તેથી ગુરૂના વિયોગ વિરહ વેદનાથી ભુખ, પ્યાસ, અને વસ્ત્ર વિનાનો થઇ ગયેલો દુખી છતાં તે દુખ ઉપર બેપરવા રેહેનારો માત્ર ગુરૂના વિયોગનુંજ દુખ માની રહેલો હતો. તેની નિર્મળ એકાગ્રવ્રૃતિ કલંક રહિત બની રહેલી હતી, વારંવાર જે નેત્રમાંથી આંસુ પોતાના કુટંબકબિલાના પ્રેમ મમતાએ કરીને હુનાં નીકળતાં હતાં તે નેત્રમાંથી અત્યારે ગુરૂ વિયોગથી વિકળતાનાં આંસુ તે વ્રદ્ધ ડોસાના નેત્રમાંથી અસખંલીત વહ્યાં કરતાં હતાં. એવો પ્રેમાસક્ત બનિ ગયેલો ડોસો ગાઢા જંગલમાં કુર પ્રાણીની બીક નહી રાખતાં જ્યાં ત્યાં ભુતની માફક ભટકયાં કરતો હતો: ઠેર ઠેર ફરવાથી પગમાં કાંટા ભોકાતા હતા; યદ્યપિ તેની વેદના ઉપર તેનું ભાન રહ્યું નહોતું. આ પ્રમાણે તે ડોસો અર્ધરાત્રીની વખતમાં એક મોહોટા સરોવરના કીનારા ઉપર આવી પોહોંચ્યો; તેને તરશ ઘણી લાગેલી હતી તેથી તે સરોવરના જળમાં ઢીંચણ સુધી ઉંડાઈમાં ઉતરીને પીવા લાગ્યો. તે તળાવ મોટા વિસ્તારવાળુ હતું. તેમાં મોટા મોટા મઘર રેહેતા હતા. અંધારી રાત્ર હતી. તેથી કાંઇ ખબર પડે તેમ નહોતું. અચાનક એક પ્રચંડ મઘરે તે ડોસાનો પગ પકડીને જળમાં ખેંચવા લાગ્યો. એટલે એકદમ ભડકીને હે ગુરૂ ! હવે હું તમારા પવિત્ર ચરણમાં આવું છું. એમ કહીને તે મઘરના પરીબળ વડે કરીને જળમાં ડુબવા લાગ્યો. એ વખતે એક મજબુત બાંધાનો માણસ કુદકો મારીને તે ડોસાનો હાથ પકડયો

અને તે એવો પકડયો કે તેને કીનારા ઉપર ખેંચી લીધો; પરંતુ મધરે જે પગ પકડયો હતો તે છોડયો નહોતો તેથી મધર પણ તણાઇને કીનારા ઉપર આવ્યો. આ વખતે પેલા કદાવર બાંધાના માણસે તે મધરના મુખ ઉપર એટલા બધા જોરથી મુક્કી મારી કે તેથી મધરનું મોઢું પોહોળું થઈ ગયું. એટલે તેના મુખમાંથી પગ ખેંચી કાઢયો. અને ત્યાંથી ઉછળીને પેલો મધર જળમાં પેશી ગયો; આટલું થયાથી પેલો વૃદ્ધ ડોસો બેભાન બનિ ગયો હતો. થોડીક-વાર થઈ એટલે તે ડોસાનાં નેત્ર ખુલ્લાં થયાં. અને જુવે છે ત્યારે પોતાની પાસે ઉભા રહેલા સાક્ષાત વિષ્ણું જોવા-માં આવ્યા. તેમના મુસ્તક ઉપર મોરમુકુટ રત્ન ખચિત હતો અને તે મુકુટના મધ્ય ભાગમાં વીદ્યુત જેવા તેજવાળો એવો પદાર્થ હતો કે તેના પ્રકાશથી દીવસની માફક અ-જવાળું થઈ રહેલું હતું. વળી ચાર હાથમાં ચક્ર, ગદા, અને શંખ ધારણ કરેલાં હતાં. સ્થીતહાસથી તે ડોસા પ્રત્યે વિષ્ણુંએ કહ્યું કે હે પવિત્ર આત્મા ! ઉઠય ઉભો થા ! સાક્ષાત વિષ્ણું માહાત્માની આજ્ઞા થતાંજ પ્રેમથી ઉભરાઇ ગયેલો ડોસો ઉભો થયો. અને તેમને જોતાંજ નેત્રમાંથી પ્રે-માસરૂ વહન કરતો પદકમળમાં ડંડવત થઈને મસ્તક મુકયું અને વારંવાર સ્તુતિ કરવા લાગ્યો. પોતાના જીવનને ધન્ય-વાદ ગણવા લાગ્યો; જે વ્યાસજીએ વિષ્ણું પરમાત્માના સ્વરૂપનું વર્ણન કર્યું હતું એજ વર્ણન પ્રમાણે દર્શનનો લાભ થયો. પોતાના ગુરૂની આજ્ઞા પ્રમાણે વિષ્ણું પરમાત્મા ના દર્શન થયાં જાણીને ગુરૂના વચન પ્રભાવની બલિહારી વિષ્ણું પ્રત્યે વિદિત કરવા લાગ્યો. અને હાથ જોડીને કહેવા લાગ્યો કે હે પ્રભુ ! આ ક્ષુદ્ર જીવને અને માહા પાપીષ્ટ અધિકારીને આપે દરશન આપ્યાં તેથી હું અત્યારથીજ મોક્ષ પામ્યો છું. જેવી રીતે ધ્રુવ અને પ્રહ્લાદ ને સ્વદેહિયે મોક્ષ પદવિ આપી છે તેવી રીતે હું પામર પ્રાણીને આપે ગતી આપી છે; હે પ્રભુ ! એ સમગ્ર કૃપા મહાન ગુરૂશ્રી વ્યાસજી દ્વારાએ થતાં આપના દરશનનો લાભ મને મળ્યો છે ! હે પ્રભુ ! હવે હું માહારા નગરમાં જવાની ઇચ્છા રાખતો નથી.—જેમકે મહાન સરોવર ઉપર મોતી ચુગનારા

હંસ તે સરોવરનો કદીપણ ત્યાગ કરતા નથી. તથા જેવી રીતે અચળ સમાધીમાં નિમગ્ન રહેનારા અલક્ષ્ય આનંદના રસનું શેવન કરનારા બાહિર દુખદાયક વ્યવહારના સામે કદીપણ જોતા નથી તેવી રીતે અપાર દુખમય કુટંબ પરીવાર અને નગર જે કે કલેશમય છે તે તરફ હવે હું જવાની ઇચ્છા રાખતો નથી. આપના ચરણકમળ શેવારૂપ પરમ ધામનીજ હું ઇચ્છા રાખુ છું માટે જે કૃપાવડે કરીને આ શુદ્ર અને પાપીષ્ટ પ્રાણીનો હાથ પકડીને સંસારરૂપી જળમાંથી અને વિકાર રૂપી મઘરના મુખમાંથી મને કાઢયો છે તે કૃપા કટાક્ષે કરીને હવે મને આપનાજ ચરણકમળ શેવામાં આ શેવકને હમેશને માટે રાખો. હે પ્રભુ ! હું સદગુરૂના પ્રતાપથીજ આપના સ્વરૂપને પામ્યો છું જેવી રીતે નારદના બોધથી ધ્રૂવજી આપનું દરશન પામીને અચળ ધામમાં નિવાસ કર્યો તેવી રીતે માહાત્મા વ્યાસજીની કૃપાથી હું આપને જોવાને શક્તીવાન થયો છું માટે હે કૃપાનીધી ! તે ગુરૂ માહાત્મા ચક્રવર્તિ રાજાના ચોકી પેહેરામાંથી શી રીતે ગેબ થઇ ગયા ! તેના માટે મને કાંઇજ ખબર પડી નહી; આ પ્રમાણે તે વૃદ્ધ ડોસાએ વિષ્ણું પરમાત્માને હકીકત નિવેદન કરી અને હાથ જોડીને ઉભો રહયો.

વૃદ્ધ વઇષ્ણુવનું વચન સાંભળીને સ્મિતહાસથી ગંભીર વાણીવડે કરીને શ્રી વિષ્ણું કહેવા લાગ્યા કે; પવિત્ર -હૃદયવાળા ભક્ત ! તું મને મળવાને અધિકારી થવાથી હું તને તે નગરમાં વ્યાસરૂપે હુંજ હતો. જે ગુરૂને તું શોધે છે એજ ગુરૂ વ્યાસ હુંજ છું-સમગ્ર સ્રષ્ટિમાં લોકોની વૃતિ કેવી છે ! તેનું અવલોકન કરવા સારૂ હું વ્યાસ બનીને નીકળી પડેલો એ નગરમાં આવ્યો હતો; જ્યારે પવન બંધ હોય છે ત્યારે પીંપળાનું પણ પાંદડું હાલતું નથી એ પ્રકારે પવન બંધરૂપ કથાના બોધથી તે સમગ્ર નગરના લોકોની ચપળ વ્રતિ સ્થિર થઇ હતી. પણ જ્યારે પવનના સપાટારૂપ લક્ષ્મીદેવીએ સાહુકીનો વેષ ધારણ કરીને તે નગરમાં પ્રવેશ કર્યો ત્યારે તે પવનના બળથી સમગ્ર નગરના -હૃદયમાં પીપળાના પાનરૂપ મન હતું તે હાલવા

લાગ્યું. ડગમગવા લાગ્યું. જેવી રીતે પવનના તોફાનથી સમુદ્રના મધ્ય ભાગમાં આવેલું વ્હાણ જળના ઉછાળાથી ભયંકર ભય આવવારૂપ ડગમગવા માંડે છે. તેવી રીતે તે નગરના સમસ્ત માણસોનું મન લક્ષ્મીના પ્રભાવથી અને સુવર્ણના દરશનથી ખરેખર ડગમગવા માંડ્યું. તેમાં કોઇ પણ અચળ ધામ ઓળખવાને અને તત્વ જ્ઞાનરૂપી અમૃત પ્રાપ્ત કરવાને મુમુક્ષ નહી બનતાં માત્ર તું મુમુક્ષ બનેલો અધિકારી નીવડેલો જણાયો હતો; માહારી પાસે શ્યામ વર્ણના બટુક રૂપ બે છોકરાઓ હતા તે સુદર્શન ચક્ર અને ગદારૂપ શસ્ત્ર હતાં.

હે વઇષ્ણવ ! જેઓનું સત્વગુણ પ્રાધાન્ય વિવેકયુક્ત શુદ્ધ હૃદય છે તેમાંજ મારો નિવાસ છે જેવી રીતે કાચ ઉપર મૃતિકાનો લેપ હોવાથી કિંવા કાળુ કપડું આચ્છાદન થએલું હોવાથી પોતાનું પ્રતિબિંબ જણાતું નથી તેવી રીતે અનેક વિકૃતીયો મિશ્રિત વસ્તુથી આચ્છાદન થએલા મલીન મન હૃદયથી હું ઓળખાતો નથી. અને તેવા હૃદયથી પોતાને પોતેજ ઓળખાતો નથી, મલિન કાચ જેમ પ્રતિબિંબ ગ્રાહ્ય કરવાને શકિતવાન નથી તેમ મલિન અંતઃકરણમાં સદ્જ્ઞાન સુબોધાદિકનો વાસ નહી થતાં એકાગ્રવૃતિ દ્વારાએ ધ્યાનનો ક્રમ અને તેમાં નિર્મિત કરેલી આકૃતિ યાને સ્વરૂપ ઠરતું નથી. સબબ તે નગરમાં તેવા મલિન મનવાળાઓના હૃદયમાં ચપળ પીપળ પાનની માફક બોધ રહેતાં વીંહગની માફક તે બોધ નાશ પામ્યો હતો. અને લક્ષ્મિના લોભ જાળનો પ્રકાશ જારી રહેલો હતો. જેના પરીણામમાં ચક્રવર્તી રાજા પણ લોભપાશમાં સપડાયલો લક્ષ્મી દેવીની આજ્ઞા ઉઠાવવાને તત્પર થયો હતો અને તેહના પ્રપંચમાં મને નજરકેદમાં જવાનો પ્રસંગ આવ્યો હતો અને તેમાં તારી મુમુક્ષુ પવિત્ર વ્રતિ હોવાથી તું માહારી શેવામાં માત્ર હાજર રહેલો હતો.—તે સમગ્ર દેખાવ જોઇને હું ત્યાંથી ગેબ થઇ ગયો અને તું એજ સ્થાનમાં રહયો.

પરંતુ તાહરી અચળ અને પવિત્ર વૃતિએ જંગલમાં નિવાસ કરાવ્યો અને તેના પરીણામમાંતું મ્હારા દર્શન પામવાને લાયક થયો છું. તું પોતે હવે ભકતી ભાવ રાખ હજુ તું પચીસ વરસ કંઇ તારા સ્થુલ શરીરમાં રહેવાનો છું. જેવી રીતે ધરૂવ ભકત મારૂ દરશન પામીને પોતાના પીતા તરફ ગયો તેવી રીતે તું મારૂ દરશન પામેલો તું તારા નગરમાં જઇને તું તારા પુત્ર ઈત્યાદિકને મળ; અને આંધળા, અપંગ, અને વ્યાધિસ્થ તથા સુપાત્ર પુરૂષોને અન્ન વસ્ત્રાદિકનું દાન કરતો રહેજે ફના દુનિયામાં લક્ષ્મી પ્રાપ્ત કરવામાંજ માત્ર ઉદ્યોગ કરનારા ક્ષુદ્ર જીવોના હૃદયમાં દયા ક્ષમા સમદરશીપણું, સદવિચાર, નવધાભકતી, આત્મ વિચાર અને તત્વવિચાર વીગેરેનું જ્ઞાન થાય તેવી રીતે તું બોધ કરતો રહેજે જેથી તે ઉતમ જ્ઞાન દાનથી તારા તપની વૃદ્ધિ થશે. અને એજ તપમાં ગણાશે, તું આ દેહમાંથી જુદો થયા પછી વૈકુંઠમાં આવીશ. તે વખતે માહારા પાર્શદો તને બોલાવવાને આવશે! માટે તું નિરંતર આનંદમાંજ તારો દિવસ વ્યતિત કરજે; તું માહારા દરશનને પામ્યોછું તેની તું વાત સર્વેને અને રાજાને કરજે; તેઓ તારા બોલવાને કદાચ હશિ કાઢશે. માટે હું તને આ ડાબડી આપું છું તેમાંથી જે માણસ તાહારી વાતને હાશી કાઢે તેના નેત્રમાં અંજન કરજે તેથી તે ઈતર માણસોના રજોગુણી અને તામસ ગુણી સ્વભાવવાળાઓની આકૃતિયો અને કૃત્યને જોઈને અનુભવ પામશે અને તારા બોધને સારી રીતે માનશે. અને તને માહારાં દર્શન થયાં છે તેના માટે સઘળાઓને ખાત્રી થશે. તારૂ હૃદય જેવી રીતે પવિત્ર રહ્યું હતું અને તેના પરિણામમાં તું આ સિદ્ધિને પામ્યોછું તેવો બોધ તે લોકો પામશે એટલે તેઓ ઉતમ ભકિતરૂપ દ્વારામાં પ્રવેશ કરશે. હે વૈષ્ણવ! હવે તું નિર્ભયપણે અહિંથી તારે ઘેર ચાલ્યો જા; ભયંકર અરણ્ય છે તોપણ તું ઇષ્ટપ્રતાપથી નિર્વિઘ્નપણે સરલ માર્ગે ચાલ્યો જઈશ.

આ પ્રકારે વિષ્ણું પરમાત્માનું વચન સાંભળીને તે

વૈષ્ણવ ફરીથી વિષ્ણુના પગ પકડીને પગે લાગ્યો અને આજ્ઞા પ્રમાણે વર્તવાને કબુલ થયો એટલે વિષ્ણુ અંતર્ધ્યાન થયા.

આમ થયા પછી નિર્ભય થનારો અને આનંદરૂપ અમૃત પામનારો વૃદ્ધ વૈષ્ણવ ત્યાંથી પોતાના નગર ભણી જવાને પાછો વળ્યો, ઇષ્ટની કૃપાથી તે સરળ માર્ગે ચાલવા લાગ્યો, ચાલતાં ચાલતાં સુર્ય ઉદય થયો એટલે એક નાંહાના ગામડાની ભાગોળ આવી. તે ભાગોળના મેદાનમાં પાંચ છ હજાર માણસોનું ટોળું થએલું અને ઢોલ નગારાં તથા શરણાઇનો અવાજ થઇ રહેલો જોવામાં આવ્યો. અને બીજી બાજુ જાણે મોટો મેહેલ હોય તે પ્રમાણે માળો કરીને લાકડાં ખડકેલાં હતાં અને તેની આજુ બાજુ જવાળાગ્રાહી ખરસલીના પૂળા ગોઠવ્યા હતા, તે જોઇને ત્વરાથી ચાલતો ચાલતો તે સમય જોવાને માટે વૃદ્ધ વૈષ્ણવ ત્યાં આવીને ઉભો રહ્યો. ત્યારે તે જગોએ ચક્રવર્તી રાજા કેટલાક સામંદસ્વારોને લઇને તથા પોતાની રાણીયોને મ્યાનામાં બેસારીને આવેલો હતો, તથા પોતાના નગરના શેઠ શાહુકારો વીગેરે વૈષ્ણવ આગેવાનો પણ આવેલા જોવામાં આવ્યા. વળી તેમાં પોતાના ચાર પુત્રો એક જગોએ ઉભા હતા તે પણ જોવામાં આવ્યા. અને બીજી બાજુએ તે નાંહાના ગામડાના સુખી પટેલ મતાદારો અને પટેલીયાની ટોળી જોવામાં આવી. પેલા ચાર છોકરાઓએ પોતાના વૃદ્ધ પીતાને નજરે જોઇને અતિહર્ષથી ડોસા પાસે આવી પોહોંચ્યા. અને પગે લાગ્યા તે વખતે છોકરાઓને આનંદનો પાર રહ્યો નહીં. પણ તે વૃદ્ધ ડોસાનું ઉઘાડુ શરીર અને માત્ર એકજ પોતીયુ પેહેરેલુ જોઇ ચક્રવર્તી રાજાનાની દ્રષ્ટી તેના તરફ જતાં સઘળા સમાચાર તે વૃદ્ધ ડોસાને પુછ્યા તે વખતે સઘળી બનેલી હકીકત વૃદ્ધ ડોસાએ ચક્રવર્તી રાજાને તથા વૈષ્ણવ આગેવાન શેઠીયાઓ સમક્ષ સંભળાવી તે વખતે કેટલાકને મંદ મંદ હસવું આવ્યું. વળી ચક્રવર્તી રાજાએ કહ્યું કે જેને નજર કેદ રાખવામાં આવ્યા હતા તે પૈકી ગેબ થનાર વ્યાસજી પછી રહેલો આ વૃધ્ધ ડોસો ઠાગલી ખસી ગયેલો હાથ આવ્યો તે ઠીક થયું હવે એને બાપ-

તાથી રાખવો જોઈએ. આ પ્રમાણે રાજાનો અભિપ્રાય બં-ધાયો બીજા તે ડોસાની વાત હસિ કાઢવા લાગ્યા પછી ડોસાએ કહ્યું કે ભલે કદાચ હાલ હસવાનું જણાતુ હોયતો હસો અને જે કામે અત્રે આવ્યા છો તે કામમાં ધ્યાન આપો એમ કહીને તે વૃધ્ધ ડોસો પોતાના ચાર પુત્રો પાસે ઉભો રહ્યો.

આ તરફ રાજા શા માટે આવ્યો હતો! તેના માટે વાચક વર્ગને શંકા રહેતી હશે માટે તેનો ખુલાસો કરીયે છીએ.

તે નાહાના ગામમાં કોઈ બ્રાહ્મણ આવ્યો હતો તેણે તે ગામના મુખી પટેલ સમસ્તને કહ્યું કે હે ભાઈ! જો તમારી મરજી હોયતો હું મહાભારતની કથા કહું અને તેના બદલામાં તમે ગામના મળીને ચારસે રૂપીયાનો અવેજ કરી આપો તો માહારી કંન્યાને પરણાવવાનો યોગ થાય કંન્યા ઉમર લાયક થઈ છે માટે તેટલા સારૂ આવ્યો છું, બ્રાહ્મનનું વચન સાંભળીને કણબીયોએ કહ્યું કે મહારાજ! પેલા ભેમ અને અરજણની વાત આવે છે, એવી કથા કરજો અને અમને સોપારી કકડોજ મળશે તે આપીશું. અને તમે તમારે ખાવાનું નીત્ય લાડુ અને દાળ ચોખાનુ સીધુ તમારૂ નામ મંડાવીને મોદીને ત્યાંથી સીધુ ઉપાડજો અને કથા કહેવાનુ કામ ચલાવજો. આ પ્રમાણે તે પટેલોએ બ્રાહ્મણને પરવાનગી આપી તેથી બ્રાહ્મણોએ વિચાર કરયોકે જ્યારે દરરોજ લાડુનુ સીધુ મોદીખાનેથી મારા નામે અપાવવા ધારે છે ત્યારે એક વરસ સુધી કથા કેહેવામાં સીધાનો ઉપાડ દોઢસો રૂપીઆ થશે. અને ચારસે રૂપીયા કન્યાદાન માટે માહારે જોઈએ છીએ એ વાત હું કહી ચુકયો છું તોપછી આ ગામવાળા મને મોદીખાનાનું ખર્ચ઼ધોઈનાખવા પુરતા રૂપીયા પાંચસોનો અવેજ આપવાની જ્યારે ઇચ્છા રાખતા હશેતોજ મને કથા કહેવા બેસારવાને પરવાનગી આપે છે એમ નિશ્ચય કરીને તે બ્રાહ્મણે ભારતની કથાનો આરંભ કરયો. જેથી દરરોજ કણબી લોકો કથા સાંભળવા બેસતા હતા. છેવટે બાર મહિના થવા આવ્યા. અને ચાર પાંચ દીવસમાં કથા પુરણ થવાનો સમય થયો ત્યારે બ્રાહ્મણે ત-

મામને ખબર આપી કે હે ભાઇયો ! હવે જેમને જે કંઇ માનવું હોય તે પરમ દિવસે પુસ્તકપુજા કરીને આપવા માંડજો, કથા તે દીવસે પુરી થશે. તેવી પરવાનગી મળવાથી કથાની પુર્ણ થવાની વખતે ગામના તમામ લોકો ગાંધીની દુકાને ગયા અને કોઇએ પાસેર સોપારી તો કોઇએ ચાર સોપારી એમ જેના જેના મનમાં આવે તેમ સોપારી ખરીદ કરી. પછી તેના કકડા કરીને પોતપોતાનાં બૈરાં છોકરાના હાથમાં આપીને કથાની પુર્ણ આકૃતીને દીવશે વ્યાસજી માહારાજ આગળ બધે કકડા સોપારીયોના દરેક માણુસે મુકવા માંડયા; સઘળા ગામના લોકો ટુકડા આપીને પછી લાંબા થઇને પગે લાગ્યા અને કહેવા લાગ્યા કે હે મહારાજ ! તમે એમ અરજણની કથા મેઠી ધરાખ જેવી કહી તેથી અમે ઘણા ખુશી થયા છીએ અને અમને જે પરમેસરે આલ્યું તે તમને આલ્યુછે હવે ખુશીથી તમારે ઘેર પધારો અને કદાચ પોથી વીગરે અને આ સોપારીના ઢગલાનો ભાર ઉચકવો પડે ઇમ હોયતો બળદ જોડીને ગાડામાં બેસારીને તમારે ઘેર પોચતા કરીશું આ પ્રમાણે કહીને તે પુરાંણી માહારાજના તમામ ગામના પટેલ વખાણ કરવા માંડયાં.

સોપારીના ટુકડા સરાસરી દસેર વજનના થયા હતા તે જોઇને બ્રાહ્મણ હબક ખાઇ ગયો અને ચિતભ્રમ જેવો બનિ ગયો; પછી વિચાર કરવા લાગ્યો કે કન્યદાન તો કયાં રહ્યું પણ મોદીખાનાના ઉપાડના દોઢસો રૂપીયા હું લાવીશ કયાંથી ! અને આ ગમાર લોકોએ તો મારા હાડકાં વગર લાકડાંએ ભાગી નાંખ્યાં. હવે હું શું કરૂ ! અને કયાં જાઉ ! જીવીને પણ ઘેર જઇને મોઢું કોહોને બતાવું! કોઇને વાત કરીશતો ઉલટમાં મને મુર્ખ કહેશે. વળિ છોકરી તેર વરસની ઉમરે લગભગ થવા આવી છે અને રજસ્વળા ધર્મમાં આવશે તો એથી ફજેતી કઇ? જીવ્યા કરતાં મર્ણ પામવું સારૂ છે. આ દુષ્ટ અને પાપીષ્ટ ગામને બ્રહ્મહત્યા આપવી યોગ્ય છે. એમ નિશ્ચય કરીને બાહ્મણે કહ્યું કે ભાઈ ! માહારે તો લાકડા ખડકીને બળી મરવાનો વિ-

ચાર છે માટે ગામની ભાગોળે લાકડા ખડકો, બામણની આજ્ઞા આ પ્રમાણે થતાંજ તમામ ગામના કણબી લોકોના મનમાં વિશેષ આનંદ થયો. અને પરસ્પર કહેવા લાગ્યા કે આપણા ગામનું ધન ભાગ્ય કે આ બ્રામણ ગનાનમાં ગળીગએલો સતો થાયછે. અલ્યા આ બ્રામણ સતો થઈને બળશે એ દીનથી આપણા ગામની ચઢતી થવાની છે માટે આ વાડીની આપણા રાજા ચકરવરતીને ખબર પોચાડી દો એટલે એ પણ જોવાને સારૂ આવે અને આપણે લાકડા એવી જુગતીથી ખડકીયે કે જાણે મોટુ ઘર બનાવ્યું હોય અને તેમાં વળી બામણ મહારાજને બેસવાનું; બરાબર ગુફા બનાવીયે આ પ્રમાણે વીચાર કરનારા ગમાર કણબીયો પોત પોતાના ગાડા જોડીને લાકડાનો મોટો ઢગ બનાવી દીધો; અને મોટી ચીતા ખડકવાની શરૂવાત કરી. બીજી તરફ રાજાને ખબર જઇ પોહોચી તેથી રાણી સહુવર્તમાન અને સામંતો સાથે તથા નગરના કેટલાક શેઠ શાહુકારોના મોટા જથા સાથે નજીકના ગામમાં રાજા પણ આવી પોહોચ્યો, અને ગામના લોકો ઉમંગમાં આવેલા ઢોલ નગારા વગાડી રહેલા હતા. આહાવા પ્રસંગમાં પેલો વૃદ્ધ વઇષ્ણવ વિષ્ણું પરમાત્માના દર્શન પામેલો પોતાના નગર ભણી જતાં રસ્તામાં આકૂતુહલ બનતું જોવાને માટે આવી પોહોચ્યો હતો.

આ પ્રસંગમાં પેલા ચક્રવરતિ રાજાએ પેલા બાહ્મણને પુછયુ કે તું શા માટે ચિતા ખડકાવીને બળી મરે છે! તેના જવાબમાં અથથી તે ઇતિ સુધી તે બાહ્મણે સઘળા વૃત્તાંત રાજાને સંભળાવ્યા, તે વખતે પેલા ખુલ્લા શરીરવાળો પરમ વૈષ્ણવભક્ત કે જેને ચિતભ્રમા સ્થિતિવાળો માન્યો હતો તે ચક્રાવરતિ રાજાની એક બાજુએ ઉભા રહીને તે બામણને કેહેવા લાગ્યો કે હે વિપ્ર ! જ્યાં કેવળ અજ્ઞાની જેવાકે કાગડા અને ગીધ જેવા નીર્દય મુઢ જનો રહે છે તેવા સ્થાનમાં કદીપણ નિવાસ કરવો નહી અને કદાચ કરવો હોયતો તેવાઓને સારે માર્ગે ચઢાવવાનો પ્રયત્ન કરવો જોઇએ છતાં તેમ નહી કરતાં તમે આત્મ હત્યા કરવાનું જે

સાહસ કરોછો તે સાહસ માત્ર દ્રવ્ય ઉપાર્જીત કરવાને માટેજ છે એમ સિધ્ધ થાય છે. પરંતુ તમારે કન્યાદાન દેવું છે. વળી તમે ભણેલા વિદ્વાન અને કુળવાન છો તથા સુપાત્ર છો એમ જાણીને હું તમને રૂ. ૫૦૦ પાંચસે આપીશ અને આત્મ હત્યાનું કાર્ય ત્યાગ કરો. વૃધ્ધ ડોસાનું બોલવું પેલા ચારે પુત્રોએ માથે ચઢાવીને તે બ્રાહ્મણને નાણાં આપવાની કબુલત આપી.—અને બ્રાહ્મણ બળતો બંધ થયો—પછી તે વૃધ્ધ વૈષ્ણવ રાજા પ્રત્યે કહેવા લાગ્યો કે હે રાજન—મનુષ્યનો દેહ અમુલ્ય છે છતાં જ્યાં સુધી તે અમુલ્ય દેહનાં વિકારરૂપી મલીનતા છે ત્યાં સુધી તે દેહ કાગડા અને ગીધ જેવા છે તેની ખાત્રી સમજવી જો તમારે ખાત્રી કરવી હોય હોય તો હું તમને તેનો અનુભવ બતાવું એમ કહીને પેલી ડાબડી ખુલ્લી કરી અને રાજાના નેત્રમાં અંજન કર્યું પછી રાણીયોના નેત્રમાં અંજન કર્યું ત્યારબાદ પોતાના ચારે પુત્રોના નેત્રમાં આંજ્યાં. પછી કહેવા લાગ્યો કે હે રાજન! આ ગામમાં નિવાસ કરનારા કણબીયો તરફ અને આપના નગરમાં રહેનારા આ સમથ શેઠ શાહુકારો તરફ દ્રષ્ટિ કરીને શું દેખોછો તે જેઓએ અંજન કર્યું છે તેઓએ મને ખુલાસો આપવો જોઇએ— રાજાએ વીગેરે બન્યો તરફ દ્રષ્ટિ કરી અને પછી ચક્રવર્તિ રાજા પેલા વૃદ્ધ વૈષ્ણ માહાત્માને કહેવા લાગ્યો કે હે પવિત્ર વૈષ્ણવ! અહાહાહા! આ ગામના પટેલ લોકો તરફ જ્યારે હું જોઉંછું ત્યારે તેઓ કાગડા, ગીધ, અને શિયાળ તથા વરૂ જેવા લાગે છે. અને આપણા નગરના શેઠ શાહુકારો તરફ જોઉંછું ત્યારે તે મધુપક્ષિકાની માફક આમતેમ ઉડતાં જણાય છે. અર્થાત તેઓને માખ્યો દેખુ છું. ચક્રવર્તિ રાજાએ જે પ્રમાણે જવાબ આપ્યો એજ પ્રમાણે રાણીયોએ અને પોતાના ચાર પુત્રોએ જવાબ આપ્યો. તે સાંભળીને વૃધ્ધ ડોસાએ ઉતર આપ્યો કે હે રાજન! આ ગામના અજ્ઞાની અને નિર્દય કણબીયોના એવાજ સંસ્કાર છે. અને તેઓની નિર્દયતાને લીધે આ બ્રાહ્મણ બળી મરે છે- વળી આપણા નગરના શાહુકારોને જે માખ્યની માફક જોયા તેનો અર્થ એછે કે માખ્યોમાં લોભ વૃતિ છે

તથા ઉતમ પ્રકારના પુષ્પોના મકરંદનુ રસ ખેંચીને મધ બનાવે છે તેજ પ્રમાણે તેઓ ઉદ્યોગ કરીને મધરૂપ ધન સંચય કરી જાણે છે, અને મરતા સુધી લોભને તત્વજ્ઞાનનું ગ્રહણ કરી શકતા નથી માટે તેઓ મક્ષિકારૂપે દેખાય છે. હે રાજન ! જે વ્યાસ આવ્યા હતા એજ સાક્ષાત વિષ્ણું હતા. પણ પુર્વનો સંસ્કાર અને તપબળ કોઇને નહી હોવાથી તેમને કોઇ ઓળખી શક્યું નહી, અને તે વાસેલો અવાસ છતાં ચાલ્યા ગયા એજ તેમના પ્રરાક્રમની વિભુતિ છે, અને તમારા તમામના હાથમાં આવેલો પારસમણી તથા તમામની પાસે આવેલુ અમૃત ગુમાવી બેઠા હવે ગયેલી વસ્તુ માટે સોચ કરવો ઉપયોગ નથી. આ પ્રમાણે વૃધ્ધ ડાસાનો બોધ અને બતાવેલો ચમત્કાર જોઇને ચક્રવર્તી રાજા તે વૃધ્ધને પગે લાગ્યો અને રાજાએ મસ્તક નમાવ્યુ એટલે શ્રદ્ધાયુક્ત સર્વે જનોએ તે મહાત્માને મસ્તક નમાવ્યું જેથી ત્યાં ઘણો આનંદ થઇ રહો અને તે થયા પછી પેલા બ્રાહ્મણને લઇને અને હાથી ઉપર પેલા વૃદ્ધને બેસારીને ચક્રવર્તી રાજા પોતાના નગર ભણી ચાલ્યો અને તે માહાત્મા વૃધ્ધને ચક્રવર્તીએ કહ્યું કે હે પવિત્ર વૈષ્ણવ! તમારા જેવો ભાગ્યશાળી કોઇ નથી. પેલી માતાજી જ્યારથી વ્યાસ ગુમ થયા ત્યારથી તેજ દીવસે તે પણ નગરમાંથી જતી રહી છે. જાણે નગરને સ્વપ્ન આવ્યું હોય તેમ થયું છે. તેણીએ આપેલી વસ્તુ માત્ર પડી રહી છે. પણ વિચિત્ર સત્તામાં તે માતાજી તરફનો કોઇને કાંઇજ બોધ નહી મળતાં માયિક પદાર્થનોજ લાભ મળ્યો છે અને તમને જે લાભ મળ્યો છે તે કેવળ કદીપણ મળે નહીં તેવો છે. આ પ્રમાણે હાથી ઉપર બેઠેલો રાજા પોતાની જોડે બેસારેલા વૃધ્ધ વઇષ્ણવની જોડે વાતો કરતો કરતો નગરમાં આવી પોહોંચ્યો અને મોટી ધામધુમથી પોતાને ઘેર પધરામણી કરીને સન્માન સાથે તે ડાસાને ઘેર પોચાડવામાં આવ્યો અને દરરોજ તેના તરફથી નીકળતા સદ્ બોધ ધારાનું અમૃત તમામ નગરના લોકો પીવા લાગ્યા.

# પ્રકરણ. ૯ મું

## લક્ષ્મીનું અપમાન.

---

ઉત્તર પ્રદેશમાં હિમાલય પર્વત આકાશને ભેદી નાંખે તેવો ઉંચો છતાં તે ઉપર આકાશમાં ગમન કરતાં વાદળાં નિરંતર જળનો ભાર કરીને બેસે છે. અને અત્યંત જળ હિમને લીધે ઠરીને જ્યાં બરફ બંધાય છે જેથી તેનો રંગ મોતીના જેવો દેખાય છે. એવો ગંગા અને જુમના નદીનું પ્રસુતસ્થાન રૂપ પર્વતની તળેટીમાં ગંગાના મુખ આગળના મોટા અરણ્યમાં અત્યંત વૃક્ષ ઘટા, વેલિકા, પુષ્પ, તથા સરોવર અને મનરંજન કુદરતિ વાટિકાઓ બની ગએલી છે તેવા રમ્યસ્થાનમાં એકાગ્ર વૃતિ ધારણ કરીને નિરંતર તત્વચિંતન કરનારા, તથા હઠયોગ દવારાએ પ્રાણનું સોધન કરનારા, તથા પદ્માસન લગાવીને તપ આચરનારા અને જ્ઞાનમાર્ગે વીકારરૂપી દ્રવની આકૃતિ અપીને યજ્ઞકરનારા મહર્ષીયો નિવાસ કરતા હતા તેઓ ફળદ્રુપ વ્રક્ષો ઉપર પરિપક્વ થયેલા ફળોનો આહાર કરતા હતા, તે અરણ્યમાં સિતાફળ, રામફળ, જામફળ, બોર, ખજુર, તાલવ્રક્ષ; બદામ, પિસ્તા, કાજુ, દ્રાક્ષ, નારીએળ, અનનસ, કેળાં, કરમદાં, ટિંબરવા, રાયણ, આંબા, મહુડાં, વીગેરે અનેક સ્વાદિષ્ટ ફળો આપનારા એટલા બધા વ્રક્ષ હતાં કે જંગલમા તે વ્રક્ષ નીચે પકવ થએલાં પડી ગયેલા ફળોનો ઢગલો થઇ જતો હતો છતાં તેનો ઉપયોગ કરવાને કોઈ ધ્યાનમાં લેતુ હતું નહી; તે તમામ અરણ્ય પ્રદેશ ગંગા નદીના મુખ ઉપરનો હતો; તેવા અરણ્યમાં ઋષિ મુનિસિદ્ધ સમરતની પર્ણકુટિયો બંધાયલી હતી, તે સમયમાં વિદ્વાન અને તત્વવેત્તા ત્રિકાળ દર્શી ઋષિ પાસે બીજા તપસ્વિયો આવીના બ્રહ્મજ્ઞાનનોબોધ લેતાહતા; પરમાત્મા વિષ્ણુરૂપ આત્માનેઓળખવાના સાધનોના પ્રયત્ન માટે સન્માર્ગ જોવામાં આવતો હતો. અનેક ઈતિહાસની કથાનો આરંભ થતો હતો, શ્રોતાઓની અડગવૃત્તિ ગુરૂના નિકળતા વાક્યો ઉપર ચકોરવત્ દ્રષ્ટી-

વાળી હતી; તેવી જગોમાં સરવેના હૃદયમાં આનંદનોજ નિવાસ હતો, તેમનું મનોરાજ્યકેવળ સ્વતંત્ર અને નિરભય હતું, તેમના મનોરાજ્યનો કિલ્લો અખંડ અને અજીત હતો તેમના મનોરાજ્યમાં શુદ્ધા, ભકતી, વિરાગ, ઉચ્છાહ, અને સદાનંદનોજ નિવાસ હતો; આ પ્રકારના સઘળા શ્રોતાજનો નિવૃતને પામેલા વક્તા માહાત્માના હૃદયને સંતોષ પ્રાપ્ત કરાવે તેવા હતા; તે સમગ્ર એકાગ્ર ચિત્રવડે કરીને બેઠા છે એ વખતે પેલા નગરમાંથી ગેબ થયેલા વ્યાસ માહારાજ જેકે સાક્ષાત વિષ્ણુ હતા. તે વિષ્ણુ પરમાત્મા પોતાનું ખરૂ સ્વરૂપ ધારણ કરીને, એટલે મસ્તક ઉપર મયુર પિચ્છનો મુકુટ, અને ચાર હાથમાં શંખ, ચક્ર, ગદા અને પદ્મ. ધારણ કરેલાં તથા અંગ ઉપર પિત્તાંબર ઓઢેલું હતું. તેવા તે મુનિ સમગ્ર સભામાં આવી પહોંચ્યા; સાક્ષાત વિષ્ણુને જોઇને સર્વે ઋષિ મુનિ ઉભા થયા અને તેમને ઘણોજ સત્કાર કરીને સભાની મધ્યમાં દર્ભાસન ઉપર બેસાર્યા; પછી બકુલ, મંદાર, જાઇ, જુઈ, ચંપક, ગુલાબ, કેવડો, મોગરો. ઇત્યાદિક પુષ્પ તથા ચંદન વડે કરીને તેમની પુજા કરવાનો આરંભ કર્યો. મંત્ર સાથે તેમની શોડશોપચાર પુજા થવા માંડી. તેમના મસ્તક ઉપર તુલસીદલ ચઢાવવામાં આવ્યું. અને પુરૂષ સુકતનો ઉચ્ચાર થવા માંડયો:—તે અપાર સત્તાવાળા સાક્ષાત વિષ્ણુ પરમાત્મા આગળ વેદ શ્રુતિનો ઉચ્ચાર થવા લાગ્યો. આ વખતે આનંદમય જગોમાં આજુબાજુના મૃગ તથા વિહંગ આદીક પક્ષીયો પોતાનો ચારો મુકી દઇને અને કાંનમાંડીને સાંભળવા લાગ્યાં; આનંદથી અને નિર્ભયથી કુદકારા મારતાં મૃગનાં રમણિય બચ્ચાં કાંન દઇને સ્તબ્ધ થઈ ગયાં. તે રમનીય સ્થાનમાં કેવળ શાંન્તપણાનીજ ચાદર બિછાઇ ગએલી હતી; અને તે મુનિ માહાત્માઓની નિર્મળ વૃતિ વડે કરીને તે સમગ્ર જગોમાં સત્વગુણે વાઘ, વરૂ, અને રીંછ ઈત્યાદીક નાહર પ્રાણીયોના હૃદયમાં નીવાસ કરીને તે સમગ્ર હિંસક પ્રાણીયોની વૃતિ અહિંસક કરી નાંખી હતી; એવા સ્થળમાં વિષ્ણુ માહાત્માની પુજા પરિપુર્ણ

થઈ. ત્યારબાદ મધ્યાન્હકાળનો વખત થયો એટલે સંમગ્ર ઋષિયો વિષ્ણુ પરમાત્માને મધ્યસ્થાને બેસારીને ભોજન લેવાને માટે તયારી કરવા લાગ્યાં દરેક માહાત્માના આગળ કેળ પત્ર ઉપર પરિપકવ થએલાં ફળ ગોઠવવામાં આવ્યાં; અને બધા ઋષિયો જયવિષ્ણુ પરમાત્મા, એવો ઉચ્ચાર કરીને જમવાસારૂ બેઠા:—આ વખતે પેલી સાધુડીનો વેષ ધારણ કરનારી લક્ષ્મી. સાક્ષાત સાધુડીના વેષથી વિરક્ત વૃતિવાળી જાંણે બનેલી હોય તેવી ભોજન કરવા સારૂ બેઠેલા મુનિ સમસ્તથી કેટલેક દુર ઉભી રહી અને કહેવા લાગી કે હે તપસ્વિ માહાત્માઓ! આ સાધુડીને ક્ષુધા લાગી છે માટે પેટની દુઃખદાયક અગ્નીને શાંન્ત કરવાનું સાધન કૃપા કરીને આપશો; તમે દયાળુ અને પરોપકારી સાધુજનો છો તેથીજ હું વિનંતી કરૂછું, આહાવી આર્ત વાંણી સાંભળીને માહાત્માઓએ તે બાઇને કહ્યું કે હે માઈ! તું દુર ઉભી રહે. આ સઘળા માહાત્માઓ અને સાક્ષાત વિષ્ણુ પરમાત્મા ભોજન કરી રહે એટલે તને આપવામાં આવશે. તેટલા સારૂ તું સ્થિર વૃતિથી દુર બેશ. આ પ્રમાણે તે સાધુડીને જવાબ મળ્યો તેથી તે દુર બેશી રહી. આ સાધુ સમગ્ર ભોજન કરીને ઉત્તમ બેઠકો ઉપર બેશી ગયા, અને વિષ્ણુ માહાત્માના દર્શનનો લાહ્ાે લેનારા પ્રેમ ભકિતમાં મસ્ત બની ગયેલા વારંવાર દ્રષ્ટિ કરીને જોનારા માહાત્માઓ ફરીથી વંદનો ઉચ્ચાર કરવા લાગ્યા અને તે વિષ્ણુ માહાત્માના દર્શનમાંજ ધ્યાનસ્થાન થઇને બેઠા. ત્યારે આ તરફ માહાત્માઓને ફળ ફળાદી પિરસનારા આચાર્ય જે હતા તે પૈકીમાંથી એક સાધુ પત્રાળામાં ઉષ્ણ કરેલા કંદમુળ. શકરીયાં, સુરણ, રતાળુ, કેળા જામફળ, રામફળ, ટીંબરવા, સીતાફળ વીગેરે ગોઠવીને પેલી સાધુડી પાસે આવીને કહેવા લાગ્યો કે હે માઇ! તું તેરે જઠરાગ્નીકો શાંન્તકર અને પરમાત્માનું સ્મર્ણ કર.

સાધુડીએ કહ્યું કે સ્થીર રહો માહારાજ! જરાક ટકે હું માહારી ઝોળીમાંથી સુવર્ણનાં વાસણો કાઢું છું તેમ તમે મને સમગ્ર ફળ આપો. સાધુએ પોતાનાં નેત્ર મીંચીને

કહ્યું કે હમારે સુવર્ણનાં વાસણ જોવાની જરૂર નથી. ધાતુ પાત્ર અમારી દ્રષ્ટીએ પડેતો અમે માહા ઘાતકી થઇયે. માટે તેવાં અન્યથા વસ્તુ કાઢતી નહી. વળી તું સુવર્ણનાં વાસણોનો સંગ્રહ કરનારી જણાય છે તેથી તું સાધુ નથી પણ કોઇક ઠગણી દેખાય છે. હજુ તારા શરીરમાંથી મોહ અને માયાનો વિકાર ખસ્યો નથી માટે તું અમે સાધુ લોકોના સ્થાનમાં આવવાને લાયક નથી. માત્ર આત્માને સુખ આપવું જોઇએ એમ જાણીને તને આ ફળ આપવામાં આવે છે તેનું ભક્ષણ કરીને અહીંથી ક્ષણમાત્ર પણ નહી ટકતાં સીધે માર્ગે ચાલી જા; તું મોહમાયાના રૂપમાં ફસા મલી ભ્રષ્ટ સ્ત્રીનું મુખ જોવાને પણ અમે લાયક નથી એમ કહીને આંખ મીચીને તે સાધુએ પત્રાળું જમીન ઉપર મુક્યું અને પરવા નહી રાખતો તે ફલંગ મારતો મારતો પર્ણકુટીયો તરફ ચાલ્યો ગયો.

પેલી સાધુડીએ ઘણાં ઘણાં પોકાર કર્યા પણ કોઇએ સાંભળ્યું નહી. પછી થાકીને છેવટે તે યોગી સમગ્રની સભા આગળ નજીક જઇ પોહોંચી અને દીન વચનથી બોલવા લાગી હે માહારાજ! તમારા આચાર્યે મારૂં અપમાન શા માટે કર્યું! હું મારા સુવર્ણની થાળીયોમાં ફળ લેવાને ઇચ્છતી હતી છતાં પાંદડામાં ફળ મુકીને ચાલ્યો ગયો તેથી તે ફળ મ્હેં ખાધાં નથી, તે સમગ્ર મુનિ સમાજે સાધુડીનું આવું વચન સાંભળ્યું જે ઉપરથી તેમાં બેઠેલો ત્રીકાળ જ્ઞાની અને મહા યોગી જે કે વિષ્ણું પરમાત્માની શેવામાં બેઠા છતે ઉભા થઇને તે સાધુડીની આગળ આવીને કહેવા લાગ્યા કે હે બાઇ! તું સુવર્ણના વાસણોનો શામાટે ગર્વ રાખે છે! તે તમામ વસ્તુ મીથ્યા છે છતાં તું તેવોજ મોહથી સંતોષ પામતી હોય તો જે પત્રાળુ પડયું છે તે અમારા વચનથી સોનાની થાળી બની ગઇ છે તે તું જો.

સાધુડીએ તે સુવર્ણની થાળી જોઇને કહ્યું કે મહારાજ! તમે તમારી અણીમા સિદ્ધીના યોગથી તે બનાવ્યું છે.

સિદ્ધ બોલ્યો કે—અણીમા સિદ્ધી એજ લક્ષ્મી છે, યથાપી
તે સિદ્ધીની અમે કંઈજ પરવા રાખતા નથી
કેમકે તે લક્ષ્મી રૂપ અણીમા સિદ્ધીથી કાંઇ
તત્વજ્ઞાન કીંવા મોહથી મળતો નથી,પણ તેના
ઉપયોગમાં મોહ અને આશાના અંકુર ફુટેછે.

સાધુડી—તો શું પછી મારી પાસે પણ તેવી અણીમા સી
દ્ધી છે તેથી શું હું મોહ મમતા અને આશા વી-
ગેરે વીકારમાં ફસાયેલી છું કે !

સિદ્ધ—અલબત તું તે ચક્ર જાળમાં ફસાઇ ગયેલી છું. તું
સ્ત્રી છે માટે તારી સાથે વાત કરવાને પણ હું ઇચ્છા
રાખતો નથી પણ તને સન્માર્ગ બતાવું છું કે સકળ
સ્ત્રીઓમાં શેખરરૂપ મહાજ્ઞાની અનુસયા જે કે ભગ
વાંન કર્દમ રૂષીની પુત્રી અને અત્રીરૂષીની સ્ત્રી થાય
તેની પાસેથી ઉપદેશ મેળવ્ય ! તું સાક્ષાત સરસ્વતી
કે જે સીદ્ધ મુની વૃંદમાં જ્ઞાન બોધનું અમૃત વર્ષા-
વનારી છે તેની પાસે જા ! અથવા તો મનુની પુત્રી
દેવકુંતી પાસેથી બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત કર; અથવા તો
તું અંગસ્ત રૂષીની પવીત્ર સ્ત્રીથી લોપામુદ્રાનો સહ-
વાસ કર; અથવા તો સદોદીત બ્રહ્મચર્ય વૃત પાળના
રી મહાજ્ઞાની ગાર્ગીની પાસે રહીને ઉત્તમ સીક્ષણ
મેળવ્યું; હે મોહમાં ફસાયલી અજ્ઞાન સાધુડી ! મા-
હાત્મા યાજ્ઞવલ્કયની પુત્રી મૈત્રેયીની પાસે જા અને
તેના હકયુન જ્ઞાન જો કે જેથી તારા મનમાંથી દુષ્ટ
વીકારો નાશ પામે માટે તું અહીંથી જલદી પલાયન
કર કેમકે અમારો અમુલ્ય વખત જે કે વીષ્ણું મા-
હાત્માની આનંદમય ઝાંખી કરવાનો ચાલ્યો જાય છે
તેમાં તારી કડાકુટ અમને પસંદ નથી.
આ પ્રકારે જમીન ઉપર દ્રષ્ટી કરીને તે યોગીએ સા
ધુડીને ઉત્તર આપ્યો.

સાધુડી તો શું મહારાજ! મ્હારૂં અહિયાં આપનામાં થશે કે!

આ શબ્દ સાંભળીને ત્રિકાળ જ્ઞાની મહાયોગીએ ઉત્તર આપ્યો કે જ્યાં સુધી મમતા અને માયા રૂપમાં રહીને ઉપાધી માથે લેવામાં આવી છે એવા વેષને અમે કદીપણ માન આપતા નથી.—પણ તમારૂ શુદ્ધ સાત્વીક માહાવિદ્યા માયા રૂપે સ્વરૂપ થશે ત્યારે તમને માન આપવામાં આવશે.

સાધુ વેશ ધારણ કરનારી લક્ષ્મીએ જાણ્યું કે આ માહાત્માએ મને ખરેખર ઓળખી છે એમ ધારીને પ્રસ્ન કર્યો કે હું મહાવિદ્યા માયાઃરૂપે બની શકુ એવી સત્તા મારામાં છે એમ તમે શા ઉપરથી જાણ્યું!

સાધુએ ઉતર આપ્યો કે સાક્ષાત વિષ્ણું પરમાત્માના ચરણ રજની વિભુતિના પ્રતાપથીજ કહી શકીયે છીએ કે તમે લક્ષ્મી છો યદ્યપિ પ્રપંચજાળમાં સાધુઓને ફસાવવાને જે તમો મિથ્યા મમતા અને મિથ્યા વસ્તુનો આરોપ માથે લીધો છે તેથીજ અમે માન આપી ન શકતાં મહાવિદ્યા શુધ્ધ સાત્વકી માયા રૂપે આ સભામાં પ્રવેશ થવાને લાયક ગણી કહીએ છીએ.

સાધુનાં વચન સાંભળી પ્રસન્ન થતિ અને જમીન ઉપર મુખ રાખીને બોલી કે ધન્ય સાધો! અત્યાર સુધી તમારા હૃદયમાં વિકાર ઉત્પન્ન કરવાને નકામો પરીશ્રમ કરાવ્યો તેના માટે ક્ષમા માગુ છું. એટલુ કહીને એજ જગોએ તે સાધુ વેશવાળી લક્ષ્મીજીએ પોતાનું અસલ સ્વરૂપ પ્રકાશ્યું. ઘનસ્યામ શરીર અને બાલ સુર્ય જેવું મુખ તથા મસ્તક ઉપર વિદ્યુત લતાની માફક ચળકાટ આપનાર મુકુટ તથા ચાર હાથમાં શંખ ચક્રાદિક શસ્ત્ર ધારણ કરેલાં, અનેક પ્રકારની આનંદજનક શોભા સહવર્ત્તમાન સાત્વકી માહામાયા લક્ષ્મીદેવી પ્રગટ થયાં. તે વખતે તે યોગીએ પોતાનું મસ્તક નમાવ્યું. અને તેમનો

હાથ પકડીને શ્રી વિષ્ણુ પરમાત્માના વામ ભાગે બેસાર્યાં પછી યોગી આદીક લક્ષ્મી પ્રત્યે પ્રાર્થના કરીને કહેવા લાગ્યા કે હે દેવી ! તારી મદદથીજ બ્રહ્મજ્ઞાનમાં પ્રવેશ કરવાની વૃત્તિ થાય છે માટે દ્રષ્ટારૂપ માહાત્મા શ્રી વિષ્ણુ ના દર્શન કરાવનાર આપજ છો એમ કહીને તે બન્યોની પુજા શોડસોપચારથી કરવા માંડી. આ પ્રમાણે મોટા ધામધુમથી એક સપ્તા સુધી રહીને તે સમગ્ર ઋષિયોની આજ્ઞા માગીને વિષ્ણુ અને લક્ષ્મી એ બન્યો વૈકુંઠમાં ગયાં. અને એક બીજાના કાર્યની શક્તીનો અનુભવ અનુભવાયો.

આ વારતામાં મુખ્ય સાર એજ છે કે પેલો અજ્ઞાની કણબી મુમુક્ષ બનવાથી દ્રઢ વૃતિવાળો બન્યો હતો, અને તે કેવળ દ્રઢ શ્રધ્ધાનુંજ દર્શન હતું કે તેથી માહાત્મા વિષ્ણુ મળ્યા હતા.

ત્યારબાદ વિષ્ણુ અને લક્ષ્મીની સત્તાના પ્રવાહમાં ચક્રવર્તિ રાજાના નગર નિવાસી જનોની શરૂવાતની ઉતમ શ્રધ્ધાનું દર્શન કરાવ્યું છે. અને લક્ષ્મીથી ચપળ થએલા મન વડે કરીને ત્યાર પછી સમસ્ત પ્રજાની વૃતિ કથાવાર્તા ઉપરથી તથા વ્યાસ માહારાજના પરાક્રમ ઉપરથી તથા અદ્વૈતજ્ઞાન અને તત્વજ્ઞાન ઉપરથી ઉપડી ગઈ તેનો ચિતાર બતાવ્યો છે. અને છેવટે વિરક્ત વૃતિવાળા સંત સાધુઓની અડગ શ્રધ્ધા તથા તેમનું અભેદ જ્ઞાન અને તેમની અભેદ પ્રેમ ઉર્મિનું વર્ણન વિષ્ણુ પરમાત્મા પ્રત્યેની બતાવીને માયિક લક્ષ્મીનો અનાદર કર્યાનું ચિત્ર દરસાવ્યું છે. લક્ષ્મીની લાલચથી મોહની ઉત્પતી, અને લોભના પ્રાદુર્ભાવથી ખરી વસ્તુની પરિક્ષા કરવા ઉપર બેદરકારી બતાવી છે. સજ્જન પુરૂષોની પરીક્ષા કરવાને લેશ પણ તક લઈ શકયા નથી એ કેવળ લક્ષ્મી પ્રાપ્ત કરવાના મોહનું મુખ્ય કારણ જણાવ્યું છે.

સબબ આ વાર્તામાં સાર એ છે કે જગતમાં મનુષ્યનો દેહ દુર્લભ છે માટે સન્માર્ગે ઉભા રહીને ઉદ્યોગ કરીને લક્ષ્મી પ્રાપ્ત કરવી. અને તે લક્ષ્મીનો ઉપયોગ પોતાના

પરિવારને સુખ આપવાને માટે તથા પરોપકાર કરવામાં લેવો જોઇએ એજ આ વારતાનો આશય છે. આ સંસાર રૂપી સાગરમાં લોભ, મોહ, ક્રોધ, અહંકાર, ઇર્ષા, કુસંપ, અજ્ઞાન, અનાચાર, અસત્ય ભાષણ, અધર્મ, ઇત્યાદિક વર્તણુંક રૂપી જળમાં પડેલા તેમાં વિકળ નહી થતાં સજ્જન સમાગમે કરીને પાર ઉતરી જવું અર્થાત સત્ય, દયા, દ્રઢતા, ઉતમ વૃતિ, સુનિતિ સદાચાર, અને તત્વજ્ઞાન મેળવવું એજ ઉતમ માર્ગ છે. અને દેશનું કલ્યાણ ઇચ્છવું એજ પરમ પુરૂષાર્થ છે.



| નામ. | કીમત. |
|---|---|
| બાલામંનજીની વારતા ભા. ૧) લો | ૦—૮—૦ |
| બાલામંનજીની વારતા ભા. ૨) જો | ૦—૧૨—૦ |
| ખંભાતનો ખુની | ૦—૮—૦ |
| નવલરસ નોવલ | ૦—૫—૦ |
| મુસાફરોની રમુજી વારતા | ૦—૫—૦ |
| માન મુસાફરી | ૦—૫—૦ |
| રસીકમોહન નોવેલ | ૦—૫—૦ |
| સુમતીવીલાસ ને લીલાવતી નોવેલ | ૦—૫—૦ |
| સતી લક્ષમી | ૦—૮—૦ |
| કાના કુંભારની વારતા | ૦—૪—૦ |
| અજબખુન | ૦—૪—૦ |
| કામકળાને કામ રૂપની વારતા | ૦—૮—૦ |
| બીરબલ વીનોદમાળા | ૦—૮—૦ |
| બીરબલ બાર ભાગ પુરા | ૦—૧૨—૦ |
| બીરબલ છ ભાગ પુરા | ૦—૬—૦ |
| ભોજને કાલીદાસ પાંચ ભાગ પુરા | ૦—૫—૦ |
| મીરાંબાઇ ચરીત્ર | ૦—૫—૦ |
| વીરય મોહીની | ૦—૨—૦ |
| સ્વર્ગની સુંદરી | ૦—૫—૦ |
| બત્રીસ પુતળીની વારતા પુરી | ૧—૪—૦ |
| મડાપચીશીની વારતા | ૦—૫—૦ |
| કામાવંતી રાણીની વારતા | ૦—૨—૦ |
| સતી ગવરી | ૦—૫—૦ |
| સુંદર લક્ષમી | ૦—૫—૦ |
| ત્રણુ રટન | ૦—૫—૦ |
| કનકસન ચંદ્રીકા | ૦—૪—૦ |
| કનકસેન ચંદ્રાવતી | ૦—૫—૦ |
| ચંદ્રસેન ચંકાવતી | ૦—૨—૦ |
| વીરણુ લમીની હારજીત | ૦—૪—૦ |
| મણી મેંના | ૦—૫—૦ |
| સુંદર રસીક | ૦—૫—૦ |
| કેસરબા | ૦—૫—૦ |

| | |
|---|---|
| રમણ તારા | ૦—૮—૦ |
| બહાદુર બહારવટીઓ | ૦—૮—૦ |
| કુમુદ સુંદરી | ૦—૫—૦ |
| કુમુદા | ૦—૫—૦ |
| કરણ ઘેલો | ૦—૮—૦ |
| અભયસીહની વારતા | ૦—૪—૦ |
| કડવા કણબીની વારતા | ૦—૨—૦ |
| છેલની વરાતા | ૦—૧૨—૦ |
| વીધા ગવરી | ૦—૫—૦ |
| સુડા બોતેરી ૭૨ વારતા પુરી | ૦—૧૨—૦ |
| સુડા બોતેરી ૨૦ વારતા | ૦—૫—૦ |
| સદેવંન સાવળીગા મોટુ | ૦—૫—૦ |
| સદેવંત નાની | ૦—૨—૦ |
| ગજરામારૂ મોટું | ૦—૫—૦ |
| ગજરામરૂ નાનુ | ૦—૨—૦ |
| ગુલબંકાવળી મોટી | ૦—૫—૦ |
| ગુલબંકાવળી નાની | ૦—૨—૦ |
| પદમાવતીની વારતા | ૦—૨—૦ |
| બરાસ કસ્તુરીની વારતા | ૦—૨—૦ |
| મદન મોહીનાની વારતા | ૦—૨—૦ |
| સુંદર કામદારની વારતા | ૦—૨—૦ |
| અજબ મોહીની | ૦—૪—૦ |
| અકકલનો ભંડાર | ૦—૪—૦ |
| ભવાઇ સંગ્રહ મોટુ | ૧—૮—૦ |
| કાસ્ટના ઘોડાની વારતા | ૦—૨—૦ |
| નંદબત્રીસીની વારતા | ૦—૨—૦ |
| સ્ત્રી ચરીત્રની વીરતા | ૦—૨—૦ |
| મેના પોપટની વારતા | ૦—૨—૦ |
| અબોલા રાણીની વારતા | ૦—૨—૦ |
| પંચડંનની વારતા | ૦—૨—૦ |
| ભીયારાજની વારતા | ૦—૨—૦ |
| જોગજાની વારતા | ૦—૨—૦ |
| છેલ બટાઉને મોહીના રાણી | ૦—૧—૦ |
| સામળભટના છપ્પા | ૦—૨—૦ |

| | |
|---|---|
| વીવેક વણજારા | ૦—૧—૦ |
| અંડના ગરબા | ૦—૧—૦ |
| ભોજા ભગતના ચાબકા | ૦—૧—૦ |
| અરજુન ગીતા વીગેરે | ૦—૧—૦ |
| નરસીમેતાની હુંડી | ૦—૧—૦ |
| નરસીમેતાની પુત્રીનું મામેરૂ | ૦—૨—૦ |
| નરસીમેતાના બાપનુ સરાધ | ૦—૧—૦ |
| નરસીમેતાના દીકરાના વીવાહ | ૦—૨—૦ |
| હોકાની ફરીયાદ | ૦—૧—૦ |
| હોળી સંગ્રહ | ૦—૧—૦ |
| નુરજાન | ૦—૫—૦ |
| નરસીમતા નોવેલ | ૦—૫—૦ |
| મીરાબાઇ નોવેલ | ૦—૫—૦ |
| અભયસીગ કેસરીસીંહ | ૦—૨—૦ |
| છ રાગની ઓછવની પદમાલા | ૦—૨—૦ |
| રોગ નીવારણ વૈદક | ૦—૫—૦ |
| ભરથરી નાટક મોટું ભાષણ સાથે | ૦—૮—૦ |
| ચાંપરાજ નાટક મોટુ ભાષણ સાથે | ૦—૮—૦ |
| પૃથુરાજ નાટક મોટુ ભાશણ સાથે | ૦—૮—૦ |
| રાણકદેવી નાટક મોટુ ભાશણ સાથે | ૦—૮—૦ |
| વનરાજ નાટક મોટુ ભાશણ સાથે | ૦—૮—૦ |
| ચંદ્રહાસ નાટક મોટુ ભાશણ સાથે | ૦—૮—૦ |
| ગોપીચંદ નાટક મોટુ ભાશણ સાથે | ૦—૮—૦ |
| સુરેખા હરણ નાટક મોટુ ભાશણ સાથે | ૦—૮—૦ |
| હરીશ્ચંદ્ર નાટક મોટુ ભાશણ સાથે | ૦—૮—૦ |
| અભેમન્યુ નાટક મોટુ ભાશણ સાથે | ૦—૮—૦ |
| હલામણ જેઠો નાટક મોટુ ભાશણ સાથે | ૦—૮—૦ |
| જગદેવ નાટક મોટુ ભાશણ સાથે | ૦—૮—૦ |
| દીલચમન ગાયન મોટુ | ૦—૪—૦ |
| દીલચમન નાનુ | ૦—૨—૦ |
| નવરંગ ગાયનો | ૦—૨—૦ |
| નવતરંગ ગાયનો | ૦—૨—૦ |
| ગુલસનેં નામ ગાયનો | ૦—૨—૦ |
| ચવચવનો મુરબ્બો ગાયન | ૦—૨—૦ |

| | |
|---|---|
| મુલ્યવાન મોતી ગાયન | ૦—૨—૦ |
| નાટા રંગ | ૦—૨—૦ |
| ગુલે ગુલજાર | ૦—૨—૦ |
| ગુલે નવ બહાર | ૦—૫—૦ |
| નએરંગ ઇસ્ક | ૦—૨—૦ |
| ફારસ સંગ્રહ મોટું | ૦—૪—૦ |
| ફારસ સગ્રહ નાનુ | ૦—૨—૦ |
| ગમતગંટ | ૦—૨—૦ |
| ચોરના ભાઇ ઘંટી ચોર | ૦—૧—૦ |
| સો ઠગ | ૦—૧—૦ |
| વાવડી ચસકી | ૦—૧—૦ |
| કપુરચંદને પાણાચંદના ફારસ | ૦—૨—૦ |
| સુરતના વેપારીની વારતા | ૦—૧—૦ |
| તરત દાનને માહા પુન | ૦—૧—૦ |
| વસને વકીલને ગોલો રાણો | ૦—૧—૦ |
| સાનતી દાસ વારતા | ૦—૧—૦ |
| સંગીત લીલાવતી નાટક મોટું | ૦—૪—૦ |
| સુમતી વીલાસ ગાયન | ૦—૨—૦ |
| મયારી લીલાવતી | ૦—૨—૦ |
| ચરીત્ર લીલાવતી | ૦—૨—૦ |
| ગુજરાતી નાટક | ૦—૨—૦ |
| સદેવંત ગાયન | ૦—૧—૦ |
| ગજરામારૂ ગાયન | ૦—૧—૦ |
| અંબીકા અસ્ટોતી ગાયન | ૦—૨—૦ |
| ગોપીચંદ ગાયન | ૦—૧—૦ |
| ચંદ્રહાસ ગાયન | ૦—૧—૦ |
| ચંદન મલીયાગરી ગાયન | ૦—૧—૦ |
| કનક તારા ગાયન | ૦—૧—૦ |
| વનરાજ ગાયન | ૦—૧—૦ |
| રાણેયદેવી ગાયન | ૦—૧—૦ |
| ભરથરી ગાયન | ૦—૧—૦ |
| હરીશ્ચંદ્ર ગાયન | ૦—૧—૦ |
| જગદેવ ગાયન | ૦—૧—૦ |
| ચાંપરાજ ગાયન | ૦—૧—૦ |

| | |
|---|---|
| પ્રથુરાજ ગાયન | ૦—૧—૦ |
| ત્રીયારાજ ગાયન | ૦—૧—૦ |
| લલીતા ગાયન | ૦—૧—૦ |
| અભેમન્યુ ગાયન | ૦—૧—૦ |
| હલામણુ જેઠવાનાં ગાયન | ૦—૧—૦ |
| અંજામે સખાવત ગાયન | ૦—૧—૦ |
| અંજામે સખાવત મોટું | ૦—૪—૦ |
| ઇંદ્ર સભા ચીત્રવાળી | ૦—૨—૦ |
| ગુલચમને બોસતાન | ૦—૨—૦ |
| ગુલજારે ગુલસંન | ૦—૨—૦ |
| ગુલસંને બેનજીર | ૦—૨—૦ |
| સહેરે ચંમન | ૦—૨—૦ |
| બહારે ગુલસંન | ૦—૨—૦ |
| બહારે બોસ્તાન | ૦—૨—૦ |
| ગાયન સંગરે | ૦—૨—૦ |
| ગજલસંગરે | ૦—૨—૦ |
| ફુલનો હાર | ૦—૨—૦ |
| માણેક મોતીનો બાગ | ૦—૨—૦ |
| ગેબી ગોલો | ૦—૨—૦ |
| અવકાશે બાહાર | ૦—૨—૦ |
| રસીક ગાયન | ૦—૨—૦ |
| મુંબઇની મજા | ૦—૨—૦ |
| મુંબઇની ઝવેરાત | ૦—૨—૦ |
| કૌતક માલા | ૧—૦—૦ |
| અરબીયન નાઇટસ | ૦—૮—૦ |
| કી. અમીર હમજાનુંદાસ્તાન | ૧—૪—૦ |
| કી. મલેકમહમદ | ૦—૫—૦ |
| કી. હાતમતાઇકા | ૦—૮—૦ |
| કી ચારદૂરવેસ | ૦—૫—૦ |
| કી. ફસાને અજાયબ | ૦—૫—૦ |
| કી. યુસુફેસાની | ૦—૫—૦ |
| કી. રોશનમીયા સોદાગર | ૦—૪—૦ |
| કી. સીકંદર ઝુલ્ક કરનએનકા | ૦—૨—૦ |
| કી. જેતુન ઓર મહમદહનીફ | ૦—૨—૦ |